શ્રીમદ્ વિજયાનંદસૂરીશ્વરજી (આત્મારામજી) મહારાજ





# જ્ઞાન દીપક

## દીપકનો પ્રકાશ

પ્રકાશ પ્રગટે અને અંધારાં ઉલેચાવાં લાગે.

નાનો સરખો દીપક કેવી કેવી કરામત કરે છે! અંધારી ઝૂંપડી, પ્રકાશથી વંચિત ભોંયરું અને અંધકાર ઘેરી ઊંડી ઊંડી ગુફાઓ દીપકના પ્રકાશથી હસી-ખીલી ઊઠે છે. ગામડાની નાની સરખી ઓરડી કે શહેરની સાત માળની હવેલી અંધકારના આક્રમણથી બચવા, સમાન રીતે, દીપકની ઝંખના સેવે છે. માઝમ રાતના રાજમાર્ગો, સાયંકાળ પછીનો વેરાન વગડો અને ઘેરીઘેરી વનરાજીથી ઢંકાયેલી વનની વાટ દીપકનો પ્રકાશ પામીને મિત્રસમા માર્ગદર્શક બની જાય છે. અને મંગળ દીપમાળાઓથી ઝળાંહળાં થઈ ઊઠેલાં કલામંદિરો, દેવમંદિરો અને તીર્થધામો માનવીના અંતરમાં ભાવનાના પ્રકાશની સરિતા રેલાવે છે.

જેવો દીપકનો પ્રકાશ એવો જ જ્ઞાનનો પ્રકાશ: नाणं पयासं. એ પ્રકાશ અંતરને અજવાળે છે, હૃદયને જગાડે છે અને આત્મભાવના દર્શન કરાવે છે. જ્ઞાનસૂર્યના કિરણે કિરણે કર્મ, કલેશ અને કષાયની કાલિમાને દૂર કરવાનો માર્ગ લાધે છે. જ્ઞાનની ઉપાસના કરનાર અમૃતનો આસ્વાદ પામે છે: अमृतं तु विद्या

એવા પ્રકાશના પુંજ સમા જ્ઞાનને સદાય વંદન.

नमो नमो नाणदिवायरस्स







**જ્ઞાનમંદિરો** આત્માનાં વિશ્રામસ્થાનો છે, જ્ઞાન–અમૃતનું પાન કરાવતી પરબો છે, સાચો માર્ગ બતાવતા મિત્રો છે. એમાં સંગ્રહાયેલાં મહાત્મા પુરુષો અને જ્યોતિર્ધરોનાં અમૃતતુલ્ય વચનો જીવનને નવી નવી પ્રેરણાઓ આપી મનુષ્યનું ઘડતર કરે છે. એ જ્ઞાન દીવડાઓ આત્મામાં પ્રકાશનાં કિરણો પ્રગટાવે છે અને અંતરને વિકસિત, નિર્મળ, પવિત્ર અને ઉચ્ચતમ બનાવી સત્યં, શિવં, સુંદરમ્–સત્ ચિત્, આનંદ તરફ દોરી જાય છે.



**શ્રી જૈન આત્માનંદ સભા** એ જ્ઞાનપ્રદીપનું એક નાનું-સરખું વિદ્યામંદિર છે. આપણા અમૂલ્ય જ્ઞાનનિધિમાંથી ઉત્તમ ગ્રંથરત્નોને પ્રગટ કરવાં એ એનું જીવનવ્રત છે. એ વ્રતનું પાલન કરવા એ સાત સાત દાયકાઓથી અદનો પુરુષાર્થ કરી રહેલ છે. અત્યાર સુધીમાં અનેક પ્રાચીન ગ્રંથો પ્રગટ કરીને એણે માનવ-જીવનને અજવાળવાનો અને જૈન શાસનનું ગૌરવ વધારવાનો વિનમ્ર પ્રયાસ કર્યો છે; અને ભવિષ્યમાં આવો વિશેષ પ્રયાસ કરવાની એની ઉમેદ છે.



**શ્રી જૈન આત્માનંદ સભા**ની સિત્તેર વર્ષની યશોજ્જવળ, ગૌરવશાળી અને ભાવનાભરી કાર્યવાહીની થોડીક રૂપરેખાનાં દર્શન કરીએ અને જ્ઞાનસેવા દ્વારા શાસનસેવાની વિશેષ પ્રેરણાનું અમૃતપાન કરીએ.







શ્રી મહાવીર જિનપ્રાસાદ–દાદાસાહેબ જિનાલય–ભાવનગર



દાદાસાહેબ જિનાલયનું પ્રવેશદ્વાર



શ્રી દાદાવાડીનું પ્રવેશદ્વાર



પૂ. મુનિરાજશ્રી વૃદ્ધિચંદ્રજી મહારાજ

## યુગદૃષ્ટા જ્યોતિર્ધરનું સ્મૃતિમંદિર



**ભાવનગર** સૌરાષ્ટ્રનું પ્રગતિશીલ શહેર છે; સંસ્કારિતા, વિદ્યાપ્રેમ, સાહિત્યદૃષ્ટિ, કલાપ્રિયતા અને શિક્ષણક્ષેત્રે નવનવાં પ્રસ્થાનો માટે ભાવનગર સુપ્રસિદ્ધ છે. સૌરાષ્ટ્રની અર્વાચીન સંસ્કારિતાનો અર્ક અહિં દૃષ્ટિગોચર થાય છે. આ શહેરની પુણ્યભૂમિમાં ભવ્ય અને ઉદાત્ત પ્રેરણાનાં પીયૂષ પડેલાં છે. ઉદાર દિલ મહારાજા તખ્તસિંહજી, પ્રજાપ્રેમી મહારાજા ભાવસિંહજી, ત્યાગમૂર્તિ મહારાજા કૃષ્ણકુમારસિંહજી જેવા મહા રાજવીઓની આ ભાવભરી ધન્યભૂમિ છે. ભાવનગરની આજની અસ્મિતામાં શ્રી ગૌરીશંકર ઓઝા, શ્રી શામળદાસ મહેતા, સર પ્રભાશંકર પટ્ટણી જેવા બુદ્ધિશાળી, રાજ્યનીતિ કુશળ અને ધર્મપ્રેમી દીવાનોનો મહામૂલો ફાળો છે.

સેવામૂર્તિ શ્રી ઠક્કર બાપા, વિદ્યામૂર્તિ શ્રી નાનાભાઈ ભટ્ટ, નૂતન બાળ કેળવણીના પિતા શ્રી ગિજુભાઈ બધેકા, અમર શહીદ શ્રી બળવંતરાય મહેતા જેવા મહાન આત્માઓએ ભાવનગરના નામને સમુજ્જ્વળ કર્યું છે.

**જૈન સંઘ**માં પણ ધર્મનિષ્ઠ શ્રેષ્ઠિવર્યો વોરા અમરચંદ જસરાજ, શેઠ ગિરધરભાઈ આણંદજી, શેઠ કુંવરજી આણંદજી, શેઠ ઝવેરભાઈ ભાઈચંદ, વોરા હઠીસંગ ઝવેરચંદ, શેઠ ત્રિભુવનદાસ ભાણજી, શેઠ નરોત્તમદાસ ભાણજી, શેઠ રતનજી વીરજી, વકીલ મૂળચંદ નથુભાઇ, શ્રી મગનલાલ ઓધવજી, શ્રી મોતીચંદ ગિરધરભાઈ, વોરા જુઠાભાઈ સકરચંદ, માસ્તર મોતીચંદ ઝવેરભાઈ, શેઠ હરજીવન દીપચંદ, શેઠ ગુલાબચંદ આણંદજી, ગાંધી વલ્લભદાસ ત્રિભુવનદાસ, શ્રી જીવરાજ ઓધવજી, શેઠ દેવચંદ દામજી, શાહ કુંવરજી મૂળચંદ, શાહ મોતીચંદ ઓધવજી આદિ એવા આગેવાનો થઇ ગયા છે કે જેમણે જૈન સમાજ અને ભાવનગર શહેરની સમાન રીતે સેવા બજાવી છે.

જૈનોમાં ભાવનગર અમદાવાદથી બીજે નંબરે જૈનપુરી તરીકે ઓળખાય છે. અહીંના જૈનોની દેવ, ગુરુ, ધર્મ પ્રત્યેની ભક્તિભાવના સારી રીતે જાણીતી છે. આ બાબતમાં તેમણે પ્રાચીન વલભીનો વારસો લીધો હોય તેમ જણાય છે. શહેરમાં શ્રી આદિનાથ ભગવાનના મુખ્ય મંદિર ઉપરાંત બીજા છ મંદિરો છે તેમાં શ્રી દાદા સાહેબનું મંદિર ભવ્ય અને કલાત્મક છે અને ત્યાં ભ. મહાવીરનાં દર્શન કરતાં જ મન ઉચ્ચતમ પ્રસન્નતા અનુભવે છે. અહીં પૂ. મુનિરાજશ્રી મણિવિજય દાદાના શિષ્ય અને પ્રખર જ્યોતિર્ધર આ. શ્રી વિજયનેમિસૂરિજીના તથા મહાન યુગદૃષ્ટા આ. શ્રી વિજયધર્મસૂરિજીના ગુરુ, પૂજ્ય શાંતમૂર્તિ વૃદ્ધિચંદ્રજી મહારાજની પાટ છે. વળી, પં. શ્રી ગંભીરવિજયજી મહારાજે તથા મુ. શ્રી મૂળચંદજી મહારાજે જીવનનો અંતિમ સમય અહીં જ વીતાવી આ ભૂમિને પાવન કરી છે. પૂ. શ્રી વૃદ્ધિચંદ્રજી મહારાજની અને શ્રી મૂળચંદજી મહારાજની પાદુકાઓની સ્થાપના શ્રી દાદા સાહેબ મંદિરના ગઢની અંદર અને પં. શ્રી ગંભીરવિજયજી મહારાજની પાદુકાઓની સ્થાપના દાદાવાડીમાં કરવામાં આવેલી છે.

**ભાવનગર**નું જૈન જાહેર જીવન પણ આગળ પડતું રહ્યું છે. આજથી પોણી સદી પહેલાના સમયમાં પણ જૈન સોશિયલ કલબ, જૈન ધર્મ પ્રબોધક સભા, જૈન ધર્મ પ્રસારક સભા, જૈન હિતેચ્છુ સભા વગેરેએ ધાર્મિક, સામાજિક અને શૈક્ષણિક ક્ષેત્રે મહત્ત્વની કામગીરી શરૂ કરી દીધી હતી

**શ્રી જૈન આત્માનંદ સભા** ની સ્થાપના અને તેનો ઇતિહાસ પણ જૈન જગતના ક્ષેત્રે ઉજ્જવળ, પ્રેરણાત્મક અને ભવ્ય છે. તેના પ્રેરક એક મહાન પુણ્યપ્રભાવક જ્યોતિર્ધર છે. એ ધર્મવીર, ક્રાંતિવીર અને કર્મવીરની યશોગાથા ઉદાત્ત અને ચિરસ્મરણીય છે.





મુનિરાજો (ડાબી બાજુથી) —

મુનિ શ્રી ભક્તિવિજયજી, મુનિ શ્રી ચતુરવિજયજી, પ્રવર્તક શ્રી કાન્તિવિજયજી, મુનિ શ્રી જયવિજયજી, મુનિ શ્રી લાભવિજયજી

ઊભેલા (ડાબી બાજુથી) — દીપચંદ છગનલાલ ગોડા, વોરા હરીસંગ ઝવેરચંદ, શાહ દામોદર હરજીવન, વકીલ મૂળચંદ નથુભાઈ, શાહ ખાડીદાસ ધરમચંદ, દોશી દામોદરદાસ દીવાળજી, શાહ હરિચંદ નથુભાઈ

બેઠેલા (મુનિરાજો સિવાયના) ડાબી બાજુથી — શાહ મગનલાલ હરજીવનદાસ, ઠાકરશી પરમશી, વેલચંદ ધનજી



શ્રી કુંવરજી મૂળચંદ



શેઠ ત્રીભોવનદાસ ભાણજી



શેઠ દેવચંદ દામજી



જગજીવનદાસ પોપટલાલ



શ્રી મોતીચંદ ઝવેરચંદ



શ્રી ભીમજીભાઈ હરજીવન (સુશીલ)



શેઠ કુંવરજીભાઇ આણંદજી



વોરા અમરચંદ જસરાજ



શ્રી જીવરાજ ઓધવજી દોશી



શ્રી મોતીચંદ ગિરધરભાઈ કાપડીઆ
(સોલીસીટર)



## ન્યાયાંભોનિધિ
## આચાર્યશ્રી
## વિજયાનંદસૂરિ
## (આત્મારામજી મહારાજ)

ભારતમાં મોગલ શહેનશાહત અસ્તવ્યસ્ત થયા પછી લગભગ એક સો વર્ષનો સમય જીવનના દરેક ક્ષેત્રમાં અંધાધૂંધીનો હતો. લોકોમાં અજ્ઞાનતા, વહેમ, અંધશ્રદ્ધા, કુસંપ વગેરે દુર્ગુણો પ્રસરી ગયા હતા. પરંતુ અંગ્રેજી રાજ્યના સ્થિર થયા પછી સદ્ભાગ્યે નવીન પ્રકાશનો ઉદય થયો અને લોકોમાં પુનર્નિર્માણના શ્રીગણેશ મંડાયા. હિંદુઓમાં આ પુનઃનિર્માણના વિધાતાઓમાં જેમ રાજા રામમોહન રાય, સ્વામી વિવેકાનંદ, સ્વામી દયાનંદ સરસ્વતી જેવા મોખરે છે, તેમ જૈનોમાં ન્યાયાંભોનિધિ આચાર્યશ્રી વિજયાનંદસૂરિ (આત્મારામજી) મહારાજ પણ અગ્રસ્થાને છે.

આચાર્યશ્રી વિજયાનંદસૂરિનો જન્મ વીરભૂમિ પંજાબના એક નાનકડા ગામ લેહરામાં વિ. સં. ૧૮૯૩ના ચૈત્ર શુદિ એકમ તા. ૬-૪-૧૮૩૭ ગુરુવારના રોજ ક્ષત્રિય કુટુંબમા થયો હતો. તેમનું જન્મ નામ દિત્તા અથવા આત્મારામ હતું. તેમના પિતા ગણેશચંદ ક્ષત્રિયોચિત લડાયક વૃત્તિના હતા.

દિત્તા ઉર્ફે આત્મારામ નાની ઉંમરમાં જ એક જૈન કુટુંબના સહવાસમાં આવ્યા અને તેમને સ્થાનકવાસી મુનિઓના સમાગમનો લાભ મળવા લાગ્યો. આથી તેમની નસેનસમાં ક્ષત્રિય લોહી વહેતું હોવા છતાં અહિંસા અને ત્યાગમાર્ગ તરફ તેઓ આકર્ષાયા. અને સત્તર વર્ષની નાની ઉંમરે વિ. સં. ૧૯૧૦માં એમણે સ્થાનકવાસી સંપ્રદાયમાં દીક્ષા લીધી. તેમનું નામ 'આત્મારામજી' મહારાજ રાખવામાં આવ્યું.

આત્મારામજી મહારાજ કુશાગ્ર બુદ્ધિના હોઈ શાસ્ત્રોના અભ્યાસમાં રત થયા અને વ્યાકરણ તથા ન્યાયશાસ્ત્રનો વિશદ અભ્યાસ કરી એમણે આગમ શાસ્ત્રોમાં ઊંડું અને ચિંતનશીલ અવગાહન કર્યું. આ તલસ્પર્શી અભ્યાસથી તેમને મૂર્તિપૂજાની યથાર્થતા સમજાઈ. એક વખત નિર્ણય થઈ ગયા પછી તેમનું સત્યશોધક ક્રાંતિકારી મન શાંત બેસી

એ તેમ ન હતુ. તેમણે મૂર્તિપૂજાનો પ્રચાર શરૂ કર્યો અને પોતે વિ સં. ૧૯૩૨માં અમદાવાદમાં મહારાજશ્રી બુટ્ટેરાયજી ગણીનો વાસક્ષેપ લીધો એટલે કે તેમને ગુરુ તરીકે સ્વીકાર્યા. આ એક ભારે ક્રાન્તિકારી પગલું હતું અને તેની જબ્બર અસર જૈન સમાજ ઉપર પડી હતી. ત્યારબાદ તેઓશ્રી મંદિરોના નગર તીર્થાધિરાજ શ્રી શત્રુંજયગિરિની યાત્રા કરી ખૂબ પ્રભાવિત બન્યા હતા.

આત્મારામજી મહારાજ જૈન શાસ્ત્રોમાં પારંગત હતા, એટલુ જ નહીં, પણ એક મહાન ત્યાગી, સંયમી અને તપસ્વી હતા. તેમના નૈષ્ઠિક બ્રહ્મચર્યની આભાથી બ્રહ્મતેજનાં કિરણો સર્વત્ર પ્રકાશી રહેતાં હતાં. તેઓ સિદ્ધહસ્ત લેખક, સમર્થ પ્રવચનકાર અને વિજયી વાદી હતા.

સં. ૧૯૩૩માં તેઓશ્રીએ ભાવનગરમાં ચોમાસુ કર્યું હતું, અને જૈન દર્શનની મહત્તા, જૈન ધર્મની વિશિષ્ટતા દર્શાવતાં અને અધ્યાત્મ ભાવનાથી ભરપૂર પ્રવચનોએ ભાવનગરના જૈન સમાજમાં આબાલ-વૃદ્ધ સૌને ભક્તિસભર બનાવી દીધાં હતાં આ પ્રસંગે લગભગ પંદરેક યુવાનો તેઓશ્રીનાં વ્યાખ્યાનોથી ખૂબ પ્રભાવિત થયા હતા આના પરિણામે સંવત ૧૯૩૯માં વકીલ મૂળચંદ નથુભાઈ તથા બીજા યુવાનોએ **'શ્રી જૈન હિતેચ્છુ સભા'** નામની એક સંસ્થા સ્થાપી

આત્મારામજી મહારાજ ફરીથી સં. ૧૯૪૩મા શ્રી શત્રુંજય ગિરિરાજની યાત્રાએ પધાર્યા હતા. તે પ્રસંગનો લાભ લઇ ભારતના સકળ સંઘે કાર્તિકી પૂર્ણિમાના પવિત્ર દિવસે તેઓશ્રીના મસ્તક ઉપર સૂરિપદનો મુકુટ મૂક્યો, અને તેઓશ્રીનું અપૂર્વ બહુમાન કર્યું. તે દિવસથી તેઓ **'ન્યાયાંભોનિધિ આચાર્યશ્રી વિજયાનંદસૂરિ'**ના નામથી ઓળખાય છે. ન્યાયશાસ્ત્રના પ્રખર પુરસ્કર્તા હોવાથી તેઓશ્રીને **ન્યાયાંભોનિધિ**ની પદવીથી વિભૂષિત કરવામા આવ્યા હતા

વિ સ. ૧૯૫૨ના પ્રથમ જેઠ શુદિ આઠમ બુધવાર તા. ૨૦-૫-૧૮૯૬ના રોજ આ પુણ્યપ્રભાવક શાસનશિરોમણિ આચાર્યશ્રી પંજાબના ગુજરાનવાલા શહેરમા કાળધર્મ પામ્યા. જૈન જગતમાથી એક મહાન જ્યોતિર્ધર એમના અધુરા રહેલા શાસનસેવાનાં કાર્યો પૂરા કરવા તેમના અનુયાયીઓને આગળી ચીંધી સ્વર્ગે સીધાવ્યા.

આ અત્યંત દુઃખદ ઘટનાથી ભાવનગરના સંઘને અને ખાસ કરીને 'શ્રી જૈન હિતેચ્છુ સભા'ના યુવાનોને ભારે આઘાત લાગ્યો. તેઓએ આચાર્યશ્રીના સ્વર્ગવાસ નિમિત્તે પોતાને થયેલો અસાધારણ શોક વ્યક્ત કરવા તથા આચાર્યશ્રીનાં મહાન કાર્યોને અંજલિ આપવા એક સભા ભરી આ સભામા જ આચાર્યશ્રીનુ ચિરસ્મરણીય સ્મારક રચવાની શુભ ભાવના જાગી અને એ શુભ પળે એ યુવાન મિત્રોએ એક સભા સ્થાપવાનો નિર્ણય કર્યો, અને प्रज्वालितो ज्ञानमयः प्रदीपः। આ પ્રગટાવેલો જ્ઞાનમય પ્રદીપ તે—

## શ્રી જૈન આત્માનંદ સભા

## સ્થાપના :—

ન્યાયાંભોનિધિ આચાર્યશ્રી વિજયાનંદસૂરિજીના કાળધર્મ પામ્યા પછી બાવીસમા દિવસે શ્રી જૈન આત્માનંદ સભાની **સ્થાપના** ધામધૂમપૂર્વક કરવામા આવી. વિ. સ. ૧૯૫૨ના બીજા જેઠ શુદિ બીજ તા ૧૩-૬-૧૮૯૬ શનિવારનો તે પવિત્ર દિવસ હતો પ્રભાતના સુવર્ણમય કિરણો ભાવનગર શહેરને અજવાળી રહ્યાં હતા. ઘેરઘેરથી જૈનસંઘના આબાલ વૃદ્ધો જ્ઞાનયાત્રાના વરઘોડામા ઉમળકાભેર ઊમટી આવ્યા હતા શહેરના મોટા દેરાસરથી નીકળી વરઘોડો શહેરના મુખ્ય મુખ્ય લત્તાઓ-બજારોમા ફર્યો હતો આ જ્ઞાન યાત્રાનો વરઘોડો જોવા જૈનેતર લોકોનો ય માનવમહેરામણ એકત્ર થયો હતો

'મારવાડી વડા'ના નામથી ઓળખાતા ઉપાશ્રયેથી પન્યાસ શ્રી ગંભીરવિજયજી મહારાજ આદિ સાધુ-મુનિરાજો વરઘોડામા જોડાયા હતા અને પછી તે વરઘોડો હેરીસ રોડ ઉપર સભા તથા લાઇબ્રેરી માટે ભાડે રાખેલ મકાન પાસે આવીને ઊતર્યો હતો.

પ. શ્રી ગંભીરવિજયજી મહારાજે આ પ્રસંગે જ્ઞાનના મહિમા પર અસરકારક દેશના આપી સભાને મંગળ આશીર્વાદ આપ્યા હતા અને મહુવાથી આવેલા શ્રી વીરચંદ રાઘવજી ગાંધીએ ઓજસ્વી ભાષામા સ્વર્ગવાસી ગુરુદેવની જગવિખ્યાતિ બિરદાવતુ અને આ સભા દ્વારા જૈન સમાજને કેટલો મોટો લાભ થશે તે દર્શાવતુ પ્રવચન કર્યું હતુ આ વખતે એકઠા થયેલા લોકોમા આનંદ અને ભક્તિભાવની લાગણીઓ વિકસી ઊઠી હતી

ત્યારબાદ પૂજ્ય પં શ્રી ગંભીરવિજયજી મહારાજના પવિત્ર હસ્તે સભા અને લાઇબ્રેરીની સ્થાપનાની ક્રિયા કરવામા આવી તેમજ પૂજ્યપાદ શ્રી આત્મારામજી મહારાજ તથા પૂજ્યપાદ શ્રી વૃદ્ધિચંદ્રજી મહારાજની છબીઓનુ વાસક્ષેપથી પૂજન કરવામા આવ્યુ. પછી **શ્રી જૈન આત્માનંદ સભા અને શ્રી આત્મારામજી જૈન ફ્રી લાઇબ્રેરી**નુ નામાભિધાન કરવામા આવ્યુ અને તેને જનતાએ પૂજ્ય ગુરુદેવના જયનાદોથી તથા હર્ષનાદોથી વધાવી લીધુ. આ પ્રસંગે વકીલ મૂળચંદ નથુભાઇએ શ્રી ચતુર્વિધ સંઘનો આભાર માન્યો હતો.

## પ્રારંભ :—

**સ**વારમા સભા તથા લાઇબ્રેરીની સ્થાપના કર્યા પછી રાત્રિના સાત કલાકે બંધારણ નક્કી કરવા કેટલાએક ગૃહસ્થો એકત્ર થયા, જે વખતે વકીલ મૂળચંદ નથુભાઇએ આ સભા

તથા લાઇબ્રેરીને સારા પાયા ઉપર મૂકવા માટે કેવા કેવા ઉપાયો યોજવા જોઇએ તેનું ટૂંકું વિવેચન કર્યું અને તે માટે એક ફંડની જરૂરિયાત દર્શાવી, દરેક સભ્યને પોતાની શક્તિ મુજબ, ઉદારતાથી કાંઇપણ ફાળો આપવાનો અનુરોધ કર્યો. આ ઉપરથી ફંડની શરૂઆત કરવામાં આવી અને હાજર રહેલા સભ્યોએ નીચે પ્રમાણે રકમ ફાળામાં ભરી પોતાનો ઉત્સાહ દર્શાવ્યો.

૨૦) વકીલ મૂળચંદ નથુભાઇ
૧૫) શા. જગજીવન ધરમચંદ
૧૫) શા. મગનલાલ ઓધવજી
૧૫) દોશી દામોદરદાસ દીયાળજી
૧૦) શ્રી જૈન સોશિયલ કલબ
૮) વોરા ગિરધરલાલ ગોરધનદાસ
૫) શેઠ શામજી જસરાજ
૫) પારેખ દુલભજી રગનાથ
૪) શા. દામોદરદાસ હરજીવનદાસ
૩) શા. ભગવાનલાલ કરશનજી
૩) શા. દીપચંદ છગનલાલ
૩) શેઠ પરભુદાસ દીપચંદ
૧) શા. વીરચંદ પ્રેમચંદ
૧) ગાંધી વલ્લભદાસ ત્રિભોવનદાસ
૧) શા. મગનલાલ ફુલચંદ

આમ કુલ રૂ. ૧૦૯) એકસો નવ તે જ સમયે એકઠા કરવામાં આવ્યા. આ રકમ તે સમયની સોંઘવારીના પ્રમાણમાં પણ નાની ગણાય તેવી છે. છતાં આ શરૂઆત એવા શુભ હેતુપૂર્વક થઈ હતી અને એમાં ભાવનાનાં એવા શક્તિશાળી બીજ વવાયાં હતાં કે આજ સુધીમાં સભાએ દશ લાખ રૂપિયા ઉપરનો વહીવટ કર્યો છે.

ત્યારબાદ સભા તથા લાઇબ્રેરીનું કામકાજ વ્યવસ્થિત રીતે, ચાલુ કરવા માટે નીચે મુજબ એક એડહોક કમિટીની રચના કરવામાં આવી.

: પ્રમુખો

(૧) વકીલ મૂળચંદ નથુભાઈ
(૨) ગાંધી વીરચંદ રાઘવજી બી એ

: સેક્રેટરીઓ :

(૧) શા. મગનલાલ ઓધવજી
(૨) દોશી નાનચંદ બેચરદાસ બી એ.

: લાઇબ્રેરીઅન .

વોરા ગિરધરલાલ ગોરધનદાસ

: સભાસદો :

(૧) શેઠ ગુલાબચંદ આણંદજી
(૨) શા. જગજીવનદાસ ધરમચંદ
(૩) શા. હરિચંદ નથુભાઈ
(૪) શા દીપચંદ છગનલાલ
(૫) દોશી દામોદરદાસ દીયાળજી
(૬) શેઠ શામજી જશરાજ
(૭) શા. દામોદરદાસ હરજીવનદાસ
(૮) શા. ભગવાનદાસ કરશનજી
(૯) શા. ભીખાભાઈ છગનલાલ
(૧૦) પારેખ દુર્લભજી રગનાથ
(૧૧) શા. જગજીવન વર્ધમાન

આમ પ્રથમ બેઠક ઉત્સાહભરી બની હતી. આ રીતે સભાના કાર્યને વેગ આપવાનું શરૂ થયું. એ ગતિમાંથી સભાએ અનોખી પ્રગતિ સાધી અને આજે તો સભા પોતાનો મણિમહોત્સવ ઉજવવા ભાગ્યશાળી થઈ છે તેમાં જેમ સભાનું તેમ જૈન સમાજનું પણ ગૌરવ સમાયેલું છે

પ્રારંભમાં સભાને ' શ્રી જૈન હિતેચ્છુ સભા 'ની લાઈબ્રેરીનાં કેટલાંક પુસ્તકો, ટેબલો, બાંકડા વગેરે સામાન તથા ' શ્રી જૈન જ્ઞાન વર્ધક સભા 'ના કપાટો તથા પુસ્તકો ભેટમાં મળ્યા. તે ઉપરાંત વકીલ મૂળચંદ નથુભાઈ, વકીલ હરિચંદ નથુભાઈ, શેઠ ગુલાબચંદ આણંદજી, શા. જગજીવનદાસ ધરમચંદ વગેરે તરફથી પણ કેટલાંક પુસ્તકો ભેટમાં મળ્યાં. આ સર્વ સામગ્રીવડે સભાએ કામકાજ શરૂ કર્યું.

## ઉદ્દેશ

૧. જૈન બંધુઓ જૈનધર્મ સંબંધી ઉચ્ચ જ્ઞાન પ્રાપ્ત કરે તેવા ઉપાયો યોજવા.
૨ ધાર્મિક અને વ્યાવહારિક કેળવણીની વૃદ્ધિ માટે યથાશક્તિ પ્રયત્નો કરવા.
૩. જૈનધર્મનાં અત્યંત ઉપયોગી પુસ્તકો મૂળ, ટીકા, અવચૂરિ વગેરે ભાષાંતર સાથે પ્રસિદ્ધ કરીને જ્ઞાનનો પ્રચાર કરવો અને જૈન સાહિત્યની અભિવૃદ્ધિ કરવી.
૪. સ્વ. ગુરુદેવ આત્મારામજી મહારાજના નામથી એક વિશાળ જ્ઞાનાલય (જ્ઞાનમંદિર)ની સ્થાપના કરવી અને તેનાથી પ્રાપ્ત થતો દરેક લાભ સાધુ, સાધ્વી તથા જૈન બંધુઓને આપવો.
૫. પરસ્પર સંપ અને ઐક્યની અભિવૃદ્ધિ કરવી.
૬. જૈન શાસનની ઉન્નતિના દરેક કાર્યમા યથાશક્તિ ઉદ્યમ કરી સમગ્ર હિતનાં કાર્યો હાથ ધરવાં. અને
૭. સ્વ-પરના જ્ઞાનની વૃદ્ધિ કરવા માટે વિધવિધ પ્રકારના ઉપાયોની યોજના કરી આત્મોન્નતિ કરવી.

ત્યાર પછી જેમ જેમ સભા વિકાસ પામતી ગઈ તેમ તેમ અનુકૂળતા મુજબ બીજા અને ત્રીજા વર્ગના લાઈફ મેમ્બરો તેમ જ વાર્ષિક મેમ્બરોના વર્ગો કમી કરવામાં આવ્યા. અત્યારે સં. ૨૦૨૨ના અંતે પેટ્રનો અને પહેલા વર્ગના લાઈફ મેમ્બરો એમ બે જ વર્ગો છે.

સભાના વિકાસના જુદે જુદે તબક્કે સભાસદોની વર્ગવાર સંખ્યા દર્શાવતો કોઠો નીચે આપ્યો છે.

| | | સં. ૧૯૬૨ | સં. ૧૯૮૨ | સં. ૨૦૦૨ | સં. ૨૦૨૨ |
|---|---|---|---|---|---|
| ૧ | પેટ્રનો | — | ૪ | ૩૨ | ૭૮ |
| ૨ | ૧ લા વર્ગના લાઈફ મેમ્બરો | ૨ | ૧૦૫ | ૩૪૧ | ૫૪૯ |
| ૩ | ૨ જા ,, ,, ,, | ૧૧ | ૧૯૧ | ૧૭૫ | ૮૧ |
| ૪ | ૩ જા ,, ,, ,, | ૨૧ | ૧૩ | ૭ | ૪ |
| ૫ | ૧ લા વર્ગના વાર્ષિક મેમ્બરો | ૬ | ૫૯ | ૨૬ | ૪ |
| ૬ | ૨ જા ,, ,, ,, | ૧૭ | ૧૩ | — | — |
| ૭ | ૩ જા ,, ,, ,, | ૨૨ | — | — | — |
| | કુલ.... | ૭૯ | ૩૮૫ | ૫૮૧ | ૭૧૬ |

અત્યાર સુધીમાં કુલ ૧૧૭ પેટ્રનો થયા છે, તેમાંથી ૮૧ વિદ્યમાન છે તેમની સંપૂર્ણ નામાવલી પરિશિષ્ટ ૧ ક માં આપેલી છે. હાલના અન્ય વર્ગોના મેમ્બરોની નામાવલી પરિશિષ્ટ ૧ ખ માં આપેલી છે તે તપાસતાં જણાશે કે આ સભાને ભારતના અગ્રગણ્ય શ્રેષ્ઠીવર્યો, ઉદ્યોગપતિઓ, સમાજના આગેવાનો, વિદ્વાનો અને અન્ય મહાનુભાવોનો સાથ અને સહકાર છે. આ સભાની પહેલેથી જ એક વિશિષ્ટતા છે કે કોઈપણ બહેન તેના મેમ્બર, પેટ્રન થઈ શકે છે. આજે ૨ બહેનો પેટ્રન અને ૧૮ બહેનો લાઈફ મેમ્બરો છે. સભા આ હકીકતને પોતાનું ગૌરવ ગણે છે.

## વ્યવસ્થાપક સમિતિ

સભાની સ્થાપના વખતે કામકાજના સંચાલન માટે એક સમિતિ નીમવામાં આવી હતી. સં. ૧૯૬૨ માં તે સમિતિને બદલે સભ્યોની સામાન્ય સભાએ એક વ્યવસ્થાપક સમિતિ દર વર્ષે નીમવી તેમ ઠરાવવામાં આવ્યું અને તે વખતે ચૌદ સભ્યોની નીચે આપેલ વ્યવસ્થાપક સમિતિ નીમવામાં આવી :—

## પહેલી વ્યવસ્થાપક સમિતિ

### ( સં. ૧૯૬૨માં ચૂંટાયેલી )

પ્રમુખ :
શાહ મગનલાલ ઓધવજી

ઉપ-પ્રમુખ :
શેઠ ગુલાબચંદ આણંદજી

સેક્રેટરીઓ :
શાહ દામોદરદાસ હરજીવનદાસ
શાહ ભગવાનલાલ કરશનજી
શાહ મોતીચંદ ઓધવજી ( વ્યવસ્થાપક )

ટ્રેઝરર :
વોરા ગિરધરલાલ ગોરધનદાસ

લાયબ્રેરીઅન :
ગાંધી વલ્લભદાસ ત્રિભુવનદાસ

મેમ્બરો :

શેઠ હરજીવનદાસ દીપચંદ
વોરા જુઠાભાઈ સાકરચંદ
શાહ ખોડીદાસ ધરમચંદ
શાહ મણિલાલ ચેલાભાઈ
શાહ પુરુષોત્તમ ગીગાભાઈ
સંઘવી વેલચંદ ધનજી
શાહ ઠાકરશી પદમશી

આમાં જરૂરિયાત પ્રમાણે વ્યક્તિઓમાં તેમજ સંખ્યામાં ફેરફારો કરવામાં આવતા રહ્યા હતા. છેવટે સં. ૨૦૧૧ માં જ્યારે સભાનું બંધારણ રજીસ્ટ્રેશન ઓફ સોસાયટીઝના એકટ નીચે રજીસ્ટર કરાવવામાં આવ્યું, ત્યારે વ્યવસ્થાપક સમિતિની રચના નીચે જણાવ્યા પ્રમાણેની હતી. અને ત્યાર પછી તેમાં ફેરફાર કરવામાં આવ્યો નથી.

એક પ્રમુખ, બે ઉપ-પ્રમુખો, બે થી ત્રણ મંત્રીઓ, એક ખજાનચી, સાતથી અગિયાર સુધી ચૂંટાયેલા સભ્યો અને આ સમિતિએ બે સુધી કો-ઓપ્ટ કરેલા સભ્યો.

આ સમિતિની ચૂંટણી દર ત્રણ વર્ષે સામાન્ય સભા કરે છે.

## ચાલુ વ્યવસ્થાપક સમિતિ

### (સં. ૨૦૨૧ માં ચૂંટાયેલી)

પ્રમુખ :
શાહ ખીમચંદ ચાંપશી

ઉપ-પ્રમુખ :
શાહ ફત્તેહચંદ ઝવેરભાઈ
શાહ ગુલાબચંદ લલ્લુભાઈ

સેક્રેટરીઓ :
શાહ ચત્રભુજ જેચંદ
શાહ જાદવજી ઝવેરભાઈ

ટ્રેઝરર :
શેઠ રમણલાલ અમૃતલાલ

સભ્યો :

| | |
|---|---|
| શેઠ હરિલાલ દેવચંદ | વોરા પરમાણંદ નરોત્તમદાસ |
| શાહ હીરાચંદ હરગોવનદાસ | શાહ જયંતિલાલ હરગોવનદાસ |
| સલોત મોહનલાલ જગજીવનદાસ | શાહ પ્રભુદાસ મૂળચંદ |
| શાહ કુંદનલાલ કાનજીભાઈ | શાહ ઉત્તમચંદ હરગોવનદાસ |
| ભાવસાર કેશવલાલ જીવરાજ | શાહ હીરાલાલ ભાણજીભાઈ |

# સભાના સ્થાપના દિનથી
# આજ સુધીના હોદ્દેદારો

## પ્રમુખો :

| | |
|---|---|
| વકીલ મૂળચંદ નથુભાઈ | ૧૯૫૨–૧૯૬૧ |
| ગાંધી વીરચંદ રાઘવજી | ૧૯૫૨–૧૯૫૭ |
| શાહ મગનલાલ ઓઘવજી | ૧૯૬૧–૧૯૮૪ |
| શેઠ ગુલાબચંદ આણંદજી | ૧૯૮૪–૨૦૧૪ |
| શાહ ખીમચંદ ચાંપશી | ૨૦૧૪ થી |

## ઉપ–પ્રમુખો :

| | |
|---|---|
| શેઠ ગુલાબચંદ આણંદજી | ૧૯૬૨–૧૯૮૪ |
| સંઘવી નાનચંદ કુંવરજી | ૧૯૯૪–૧૯૯૫ |
| દોશી દામોદરદાસ દીયાળજી | ૧૯૮૪–૨૦૦૧ |
| શાહ ખીમચંદ ચાંપશી | ૨૦૦૨–૨૦૧૪ |
| શાહ ફત્તેહચંદ ઝવેરભાઈ | ૨૦૦૨ થી |
| શાહ ગુલાબચંદ લલ્લુભાઈ | ૨૦૧૪ થી |

સેક્રેટરીઓ :

| | |
|---|---|
| શાહ મગનલાલ ઓધવજી | ૧૯૫૨–૧૯૬૧ |
| દોશી નાનચંદ બેચરદાસ | ૧૯૫૨–૧૯૬૨ |
| વોરા જુઠાભાઈ સાકરચંદ | ૧૯૬૧–૧૯૬૭ |
| શાહ દામોદરદાસ હરજીવનદાસ | ૧૯૬૨–૧૯૬૮ |
| શાહ ભગવાનદાસ કસનજી | ૧૯૬૭–૧૯૬૮ |
| ગાંધી વલ્લભદાસ ત્રિભુવનદાસ | ૧૯૬૩–૨૦૧૧ |
| શેઠ જીવનદાસ દીપચંદ | ૧૯૬૮–૨૦૦૦ |
| શાહ વિઠ્ઠલદાસ મૂળચંદ | ૧૯૯૫–૨૦૨૧ |
| ડૉ જશવંતરાય મૂળચંદ | ૨૦૦૧–૨૦૦૨ |
| શાહ જાદવજી ઝવેરભાઈ | ૨૦૦૨ થી |
| શાહ ચત્રભુજ જેચંદ | ૨૦૨૧ થી |

ટ્રેઝરર્સ :

| | |
|---|---|
| વોરા ગિરધરલાલ ગોરધનદાસ | ૧૯૬૨–૧૯૮૭ |
| શેઠ અમૃતલાલ છગનલાલ | ૧૯૯૨–૨૦૦૮ |
| શેઠ રમણલાલ અમૃતલાલ | ૨૦૨૧ થી |

લાઇબ્રેરીઅન :

આ ઉપરાંત, જ્યારે જ્યારે જરૂર પડતી, ત્યારે ત્યારે વ્યવસ્થાપક સમિતિ કોઈ યોગ્ય વ્યક્તિની લાઈબ્રેરીઅન તરીકે નિમણુક કરતી. આ રીતે આ સભાને વોરા ગિરધરલાલ ગોરધનદાસ, ગાંધી વલ્લભદાસ ત્રિભુવનદાસ, શેઠ પ્રેમચંદ રતનજી, શેઠ અમૃતલાલ છગનલાલ, શેઠ સવાઈલાલ અમૃતલાલ, શેઠ નગીનદાસ હરજીવનદાસ વગેરે સભ્યોની જુદે જુદે સમયે સેવાઓનો લાભ મળ્યો છે.



એક યાચક આવ્યો.
મેં તેને મારા સદ્દુપાર્જિત સુવર્ણના નાના ભંડારમાંથી દાન કર્યું.
તે યાચકે તે દાન ખર્ચી નાંખ્યું.
ફરીવાર અને વળી ફરીવાર
ફૂંઠવાયેલો અને પહેલાંની જેટલો ભૂખ્યો તે પાછો આવ્યો.
મેં તેને એક વિચાર-જ્ઞાનકણનું દાન કર્યું.
તેણે તે જ્ઞાનકણદ્વારા તેના આત્માને ઓળખી લીધો કે
પોતે દિવ્યતાયુક્ત માનવી છે.
પોતે અન્ન, વસ્ત્ર મેળવી લીધાં અને
વિધવિધ ભોગ સાધનોથી સંપન્ન થયો.
હવે તે બિલકુલ ભિક્ષા યાચતો નથી.

अन्नेन क्षणिका तृप्ति.
ज्ञानेनामृतभोजनम् ।



શ્રી જૈન આત્માનંદ સભા

# શ્રી જૈન સાહિત્ય પ્રકાશન

જૈન સાહિત્યનુ પ્રકાશન અને તેનો પ્રચાર એ આ સભાનો એક મુખ્ય હેતુ છે, એટલુ જ નહિ, પણ તે તેની પ્રાણપ્રવૃત્તિ છે

જૈન સાહિત્ય ખૂબ સમૃદ્ધ અને વિશાળ છે આપણા પૂર્વાચાર્યો, વિદ્વાનો અને સાહિત્ય કારોએ ધર્મ, દર્શન, ઈતિહાસ, સાહિત્ય, કળા વગેરે વિધવિધ વિષયો પર વિપુલ પ્રમાણમા ગ્રથો રચ્યા છે જૈન ચરિત્રકથાઓ અને બોધ કથાઓ તેમની આગવી શૈલીના લીધે વાચકોને હૃદયગમ બની છે. ભારતના કથાસાહિત્યના વિકાસમા જૈન કથાસાહિત્યે નોંધપાત્ર ફાળો આપ્યો છે

આ સાહિત્યનુ વ્યવસ્થિત સશોધન અને પ્રકાશન થાય, તો સામાન્ય જનસમૂહને, અભ્યાસીઓને તથા વિદ્વાનોને જૈનધર્મનો વિશેષ પરિચય થાય અને જૈન સાહિત્ય તરફ તેમની અભિરુચિ વધે એટલે આ સાહિત્યના પ્રકાશનની અત્યત જરૂર છે

જૈન સાહિત્યનુ સશોધન કરીને એને પ્રસિદ્ધ કરવુ તથા તેનો દેશપરદેશમા પ્રચાર કરવો એ આ સભાનો એક ઉદ્દેશ હોઈ સભાએ આ સાહિત્યના પ્રકાશનની યોજનાઓ સભાના સ્થાપનાકાળથી જ વિચારી હતી. અને જેમ જેમ અનુકૂળતાઓ મળતી ગઈ, તેમ તેમ એક પછી એક યોજનાને મૂર્ત સ્વરૂપ આપવામા આવતુ ગયુ તેના ફળસ્વરૂપે નીચે પ્રમાણે યોજનાઓ હાથ ધરવામા આવી.

૧. શ્રી આત્માનંદ
જૈન ગુજરાતી ગ્રથમાળા :

આ ગ્રંથમાળામાં પૂર્વાચાર્યોકૃત ગ્રથોનું ગુજરાતી ભાષાતર તેમજ ઐતિહાસિક અને ધાર્મિક બોધપ્રદ કથાનકો, તીર્થંકરભગવાનોનાં ચરિત્રો, અન્ય ચરિત્ર ગ્રથો તથા વિવિધ પ્રકારનુ સાહિત્ય ગુજરાતી ભાષાંતર દ્વારા સ્વતત્ર પ્રકાશનરૂપે અથવા ગ્રંથમાળા (સીરીઝ) તરીકે પ્રગટ કરવામા આવે છે.

સં. ૧૯૫૪મા સભાના પ્રમુખ શ્રી મૂળચંદ ભાઈ પાલીતાણે પૂજ્ય ગુરુદેવના શિષ્ય પૂ. પ્રવર્ત્તક શ્રી કાતિવિજયજી મહારાજને વાદવા ગયા ત્યા ધર્મચર્ચા કરતા કરતા મહારાજશ્રીએ સૂચના કરી કે પૂ ગુરુદેવે લખેલો અપૂર્વ ગ્રથ શ્રી જૈન તત્ત્વાદર્શ મળી શકતો નથી. તેમજ તે હિંદી ભાષામા હોવાથી તેનો પૂરતો લાભ ગુજરાત-કાઠિયાવાડનો ભાવિક વર્ગ લઈ શકતો નથી તેથી તેનું ગુજરાતી ભાષાતર કરી તેને છપાવવાનો પ્રયત્ન કરવાની જરૂર છે. તેની સાથે તેનું ગુજરાતી ભાષાંતર પણ શ્રી મૂળચંદભાઇએ જ કરવું એવી સૂચના

પણ તેમણે કરી. ભાવનગર આવ્યા બાદ શ્રી મૂળચંદભાઈએ આ હકીકત સભા પાસે મૂકી અને સભાએ સહર્ષ તે સ્વીકારી લીધી. અને સં. ૧૯૫૫માં તેમણે કરેલું શ્રી જૈન તત્ત્વાદર્શનું ગુજરાતી ભાષાંતર મુંબઈવાળા પ્રકાશક ભીમસી માણેકના સાથમાં સભાએ પ્રકાશિત કર્યું. આ રીતે સભાએ પ્રકાશનના શ્રી ગણેશ માંડ્યા અને શ્રી આત્માનંદ જૈન ગુજરાતી ગ્રંથમાળાની શરૂઆત થઈ.

આ ગ્રંથમાળાનો ખૂબ ખૂબ લાભ લેવાયો છે. તેમાં અત્યાર સુધીમાં ૯૭ ગ્રંથો પ્રગટ કરવામાં આવ્યા છે આ ગ્રંથો સભાના પેટ્રનો તથા આજીવન સભ્યોને ધોરણ મુજબ ભેટમાં અથવા ઓછી કિંમતે આપવામા આવે છે. અત્યાર સુધીમાં લગભગ રૂા અડસઠ હજારની કિંમતનાં પુસ્તકો આ રીતે અપાયાં છે.

સભાસદ બંધુઓને આ રીતે અપાતાં પુસ્તકોથી સંસ્કારી સાહિત્યનું એક નાનું એવું ગૃહપુસ્તકાલય બની ગયુ છે. કુટુંબના નાનાંમોટાં સ્ત્રી, પુરુષો બધાં તેનો લાભ લઈ પ્રેરણા મેળવે છે. ઘેરઘેર આ પુસ્તકોનું વાચન જીવનનું ઉચ્ચ પ્રેરણાત્મક સાધન બની ગયું છે તે આ ગ્રથમાળાની વિશિષ્ટતા છે.

(પુસ્તકોની યાદી માટે જુઓ પરિશિષ્ટ ૨ ક)

**૨. શ્રી આત્માનંદ જૈન ગ્રંથરત્નમાલા:**

આ ગ્રંથરત્નમાલામાં સસ્કૃત, પ્રાકૃત, અર્ધમાગધીમાં લખાયેલાં પુસ્તકો-(મૂળ અને અને ટીકા) પ્રસિદ્ધ થાય છે. પૂજ્ય પૂર્વાચાર્યો કૃત, આગમ, દર્શન, કર્મવાદ, અનુયોગ વિષયક ગ્રંથો તથા કાવ્યો, નાટકો વગેરે પ્રકાશિત કરવા માટેની આ યોજના છે.

પૂ. ગુરુદેવ શ્રી આત્મારામજી મહારાજના વિદ્વાન પરિવાર મંડળની અને અન્ય વિદ્વાનોની વિદ્વતા અને સંશોધનની કીમતી સહાય વડે સં. ૧૯૬૬ થી આ ગ્રંથરત્નમાલા દ્વારા ઉચ્ચ કોટિના સાહિત્યને પ્રકાશમાં આણવાનું કાર્ય સતત ચાલી રહ્યું છે.

આ ગ્રંથો બહોળો પ્રચાર કરવાની દૃષ્ટિએ પૂજ્ય સાધુ-સાધ્વીજી, જૈન ભંડારો, જૈન અને જૈનેતર વિદ્વાનો, સુપ્રખ્યાત લાઇબ્રેરીઓ વગેરેને ભેટ આપવામા આવે છે. માત્ર ભારતવર્ષમાં જ નહીં, પણ અમેરિકા, બ્રિટન, ચીન, જાપાન વગેરે દેશોના વિદ્વાનો અને સરકારી લાઇબ્રેરીઓને આ પુસ્તકો ભેટ અપાયાં છે. તે તે દેશના વિદ્વાનોએ પણ આ પુસ્તકોની મુક્ત કંઠે પ્રશંસા કરી છે. આ રીતે અત્યાર સુધી લગભગ રૂ. પાંત્રીસ હજારનાં પુસ્તકો ભેટ અપાયાં છે.

આ પુસ્તકો પઠન-પાઠન તેમજ વાંચન-મનનમાં ઉપયોગી નીવડ્યાં હોવાથી સભાને અત્યંત આનંદ થાય છે. અમારી ઈચ્છા આ કાર્યને વિશેષ ને વિશેષ ફળદાયી બનાવવાની છે આ ગ્રંથો આર્થિક સહાયતા મેળવીને છપાય છે. હાલમાં સખ્ત મોંઘવારી હોવાથી તેમજ આર્થિક સહાયતામાં મંદી આવવાથી પ્રકાશન ખાતું જરા મંદ થયું છે. પરંતુ આ અંગે અમે સખી ગૃહસ્થો, જ્ઞાનપ્રેમી દાતાઓ અને કેળવણી રસિક સજ્જનોનો દરેક પ્રકારનો સહકાર માગીએ છીએ.

આ ગ્રથરત્નમાલામાં અત્યાર સુધીમાં ૯૨ ગ્રંથરત્નો પ્રસિદ્ધ થયાં છે. ૯૨ મા રત્ન તરીકે વિદ્વાન મુનિરાજશ્રી જંબૂવિજયજી મહારાજે અથાગ પરિશ્રમપૂર્વક સંશોધિત-સંપાદિત

દ્વાદશાર નયચક્રમ નામનો તાર્કિક શિરોમણિ આચાર્ય પ્રવર શ્રી મલ્લવાદીપ્રણીત ગ્રંથ તૈયાર કર્યો છે. તેનો ચાર અર મનાવતો પ્રથમ ભાગ તૈયાર થઈ ગયો છે અને તેનો પ્રકાશનવિધિ આ પ્રસંગે કરવાનો છે પાચથી બાર અર સમાવતો બીજો ભાગ છપાય છે અને તે ટૂંક સમયમા પ્રસિદ્ધ થશે

( પુસ્તકોની યાદી માટે જુઓ પરિશિષ્ટ ૨ ખ )

૩. શ્રી આત્માનંદ જન્મ શતાબ્દી સીરીઝ :

પૂજ્ય ગુરુદેવ આત્મારામજી મહારાજના જન્મને વિ સ ૧૯૯૨ ના ચૈત્ર શુદિ એકમે નવાણુ વર્ષ પૂરા થઈ સોમુ વર્ષ બેઠુ તેથી તે સમયે મહારાજશ્રીની જન્મ શતાબ્દી ભારે ધામધૂમ પૂર્વક વડોદરામા ઉજવવામા આવી આ પ્રસંગે પંજાબ કેસરી યુગવીર આચાર્યશ્રી વિજયવલ્લભસૂરિજીની પ્રેરણાથી શતાબ્દી ફંડ માથી બચેલી રકમ આ સભાને મળી હતી તેમાથી શ્રી આત્માનંદ જન્મ શતાબ્દી સીરીઝની યોજના કરવામા આવી આજ સુધીમા આ સીરીઝમા આઠ ગ્રંથો પ્રકાશિત થયા છે

( પુસ્તકોની યાદી માટે જુઓ પરિશિષ્ટ ૨ ગ )

૪. પ્રવર્તક શ્રી કાંતિવિજય જૈન ઐતિહાસિક ગ્રંથમાળા :

જૈન સાહિત્યમા કેટલાક ઐતિહાસિક ગ્રંથો સુપ્રસિદ્ધ છે પૂર્વાચાર્યોએ જૈન ઇતિહાસ અને જૈન પરંપરા સંકલનાબદ્ધ જાળવી રાખેલ છે સભાએ પ્રવર્તક શ્રી કાંતિવિજયજી મહારાજના જ્ઞાનભંડારોના સમુદ્ધાર માટેના સતત પ્રયાસોથી તથા જૈન ઈતિહાસ માટેની સંશોધન દૃષ્ટિથી પ્રભાવિત થઈને તેઓશ્રીનુ નામ જોડીને આ ઐતિહાસિક ગ્રંથમાળા શરૂ કરી છે આજ સુધીમા આ ગ્રંથમાળામા સાત ગ્રંથો પ્રકાશિત થયા છે

(પુસ્તકોની યાદી માટે જુઓ પરિશિષ્ટ ૨ઘ)

૫ શ્રી જૈન સસ્તુ સાહિત્ય

સભા દિવસે દિવસે જૈન સાહિત્યના પ્રચાર માટે નવી નવી યોજનાઓ વિચારતી રહી છે અને તક મળતા તે યોજનાઓનો અમલ પણ કરે છે સભાની પ્રતિષ્ઠા જેમ જેમ વધતી જાય છે, તેમ તેમ ભાગ્યશાળી દાતાઓ પણ મળી રહે છે

સ ૨૦૦૬ના વર્ષમા રાવબહાદુર શેઠશ્રી જીવતલાલ પ્રતાપશી તથા સ્વ શેઠશ્રી શાંતિલાલ ખેતશીભાઈના ટ્રસ્ટી સાહેબો તરફથી દશ વર્ષ સુધી દર વર્ષે દશ હજાર રૂપિયા જૈન સાહિત્યનુ સસ્તા ભાવે પ્રકાશન અને તેનો બહોળો પ્રચાર કરવા માટે વાપરવાનો નિર્ણય થતા આ વર્ષ માટે દશ હજાર રૂપિયા આ સભાને સોંપવામા આવ્યા, અને તે માટે એક સસ્તા સાહિત્યની યોજના કરવામા આવી જૈન દર્શનના કોઈ વિષય પર દર વર્ષે વિદ્વાનો પાસે યોગ્ય પુરસ્કાર આપીને એક કે બે નાની પુસ્તિકાઓ લખાવવી અને તેને ગુજરાતી, હિંદી, મરાઠી, અંગ્રેજી ભાષાઓમા પ્રસિદ્ધ કરાવીને તેનો જૈનો તેમજ જૈનેતરોમા બહોળો પ્રચાર કરવો એવો આ યોજના પાછળનો હેતુ હતો આ હેતુને મૂર્તસ્વરૂપ આપવા માટે યોગ્ય વ્યવસ્થા કરવામા આવી

પ્રથમ વર્ષની યોજના પ્રમાણે અનેકાંતવાદ ઉપર નિબંધો માગવામા આવતા આઠ નિબંધો આવ્યા અને તેમાથી શ્રી હરિસત્ય ભટ્ટાચાર્ય એમ એ નો નિબંધ સર્વશ્રેષ્ઠ ગણી સ્વીકારવામા આવ્યો અને તે મૂળ અંગ્રેજીમા પ્રસિદ્ધ

કરવામાં આવ્યો. બીજો નિબંધ નમસ્કાર મહામંત્ર પણ તે જ લેખકનો પસંદ કરવામાં આવ્યો અને તે પણ અંગ્રેજીમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યો. ત્યાર બાદ આ નિબંધોના ગુજરાતી અનુવાદો ભાવનગરની શામળદાસ કોલેજના તત્ત્વજ્ઞાનના નિવૃત્ત પ્રાધ્યાપક શ્રી જયંતિલાલ ભાઈશંકર દવે એમ. એ. પાસે કરાવી તે પણ પ્રસિદ્ધ કરવામાં આવ્યા. આ ચારે પુસ્તકોનો સારો એવો પ્રચાર થયો છે.

કેટલાંક અનિવાર્ય કારણોને લીધે આ યોજના બંધ રહી. જો તે ચાલુ રહી હોત, તો જૈન જગતને સસ્તા ભાવે ઉત્તમ પુસ્તકોનો લાભ મળત તે નિર્વિવાદ છે.

આ નિબંધો તપાસી પસંદગી સમિતિને યોગ્ય સલાહ સૂચના આપવા માટે સભા પૂજ્ય પં. શ્રી ભદ્રંકરવિજયજી મહારાજનો તથા પૂ. પં. શ્રી ભાનુવિજયજી મહારાજનો સવિનય આભાર માને છે. તેમજ આ તક આપવા માટે રાવબહાદુર શેઠશ્રી જીવતલાલ પ્રતાપશી તથા સ્વ. શેઠશ્રી શાંતિલાલ ખેતશીભાઈ ટ્રસ્ટના ટ્રસ્ટી સાહેબોનો પણ હાર્દિક આભાર માને છે.

### સીરીઝ (ગ્રંથમાળા)ની યોજના :

સં. ૧૯૬૬ માં આ સભા તરફથી એક સીરીઝ (ગ્રંથમાળા)ની યોજના કરવામાં આવી હતી, જે માટે નિયમો કરવામાં આવ્યા હતા. સહેજ ફેરફાર સાથે તે નિયમો અત્યારે પણ ચાલુ છે. આ નિયમો અને સીરીઝમાં અત્યાર સુધીમાં પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોની નામાવલી પરિશિષ્ટ ૪ માં આપેલી છે.



આજથી ૬૬ વર્ષ પહેલાં શ્રી જૈન આત્માનંદ સભાએ પૂ. ગુરુદેવ આત્મારામજી મહારાજના મહાન ગ્રંથ શ્રી જૈન તત્ત્વાદર્શનું ગુજરાતી ભાષાંતર પ્રકાશિત કરી જૈન સાહિત્યના જ્ઞાનયજ્ઞનો દીપ પ્રગટાવ્યો અને ત્યારપછી તે દીપકને પ્રજ્વલિત રાખી ગુજરાતી, સંસ્કૃત, પ્રાકૃત, હિંદી અને અંગ્રેજી ભાષામાં ૨૦૮ પુસ્તકોનો જે ભવ્ય અને અનુપમ વારસો આજ સુધીમાં આપ્યો છે તે સાહિત્યક્ષેત્રે સભાની એક મહામૂલી સિદ્ધિ અને સેવા ગણી શકાય તેમ છે.





ન્યાયાંભોનિધિ
આચાર્યશ્રી વિજયાનંદસૂરિજી વિરચિત

## શ્રી જૈન તત્ત્વાદર્શ

પરમ પૂજ્ય આચાર્યશ્રી વિજયાનંદસૂરીશ્વરજી (શ્રી આત્મારામજી) મહારાજે જૈન ધર્મના અભ્યાસીઓના લાભાર્થે ઘણા ગ્રંથો લખ્યા છે; તેમાંના એક જૈન તત્ત્વાદર્શ નામે હિન્દી ભાષામાં લખેલ મહાન ગ્રંથનું દેવનાગરી લિપિમાં છપાયેલ ગુજરાતી ભાષાંતર સભાનું સૌથી પ્રથમ પ્રકાશન છે. આ ભાષાંતર સભાના આદ્ય પ્રમુખ સ્વ. વકીલ મૂળચંદ નથુભાઈએ કરેલું અને તે સભાએ સં. ૧૯૫૬માં પ્રસિદ્ધ કરેલ છે.

વિક્રમની વીસમી સદીમાં જૈન ધર્મ અને સમાજનો દરેક રીતે અભ્યુદય સાધવાનો તથા જૈન ધર્મને દેશ-પરદેશમાં પ્રસિદ્ધિમાં લાવવાનો સૌથી પ્રથમ પ્રબળ પુરૂષાર્થ કરનાર શ્રી આત્મારામજી મહારાજ છે. જેવુ તેમનું પંજાબી પડછંદ શરીર અને પ્રભાવશાળી સુખ મુદ્રાયુક્ત વ્યક્તિત્વ હતું તેવાજ તેઓ જૈન ધર્મના ઊંડા અભ્યાસી, શાસ્ત્રજ્ઞ અને પ્રભાવ શાળી વિદ્વાન વ્યાખ્યાતા પ્રચારક અને લેખક હતા. યુગપ્રવર્ત્તક આચાર્યશ્રી વિજયાનંદસૂરિજીએ જૈન ધર્મની આસપાસ જામેલાં અજ્ઞાન અને અંધકારનાં વાદળાં વીખેરી જૈન ધર્મની જ્યોતિ ઝળકાવતાં અને જૈન ધર્મ અને સમાજનો અભ્યુદય સાધનાં જે મહાન્ કાર્યો પ્રબળ પુરૂષાર્થ અને વિદ્વત્તાપૂર્વક કરેલ છે, તેના એક પરિપાકરૂપ શ્રી જૈન તત્ત્વાદર્શ ગ્રંથની તેઓશ્રીએ હિન્દી ભાષામાં રચના કરી છે. સભાએ આ ગ્રંથનું ગુજરાતીમાં પ્રકાશન કર્યું છે.

૭૦ વર્ષ પહેલા રચાયેલ તે ગ્રંથમાં ઋષભદેવ ભગવાનથી ભગવાન મહાવીર પર્યંત ટૂંકો ઇતિહાસ આપેલ છે. તથા દેવ-ગુરૂ ધર્મનું સ્વરૂપ વિસ્તારપૂર્વક સમજાવી જૈન ધર્મ સાચા અર્થમાં આત્મવાદી આસ્તિક દર્શન છે તેમ સિદ્ધ કરેલ છે, અને જીવ અજીવ આદિ નવ તત્ત્વોમાં સમાવેશ થતી અનેક બાબતો ઉપર સુંદર વિવેચન કરી જૈન ધર્મની માન્યતાઓનું ન્યાય, નય, તર્કસિદ્ધ મહત્ત્વ દર્શાવેલ છે. તેમાં અન્ય ધર્મો તેની માન્યતાઓ અને સ્થાપકોની ઉત્પત્તિ, જૈન ધર્મમાં ઉભા થયેલ જુદા જુદા સંપ્રદાયો, ગચ્છો, મતો વગેરેની ઉત્પત્તિનો ઇતિહાસ આપેલ છે; તથા ભગવાન મહાવીરના ગૌતમાદિ ગણધરો અને સુધર્માસ્વામીથી શરૂ થતી જૈન શાસનની પાટ પરંપરામા ૬૯ મી પાટ સુધી થયેલ મહાન આચાર્યો સબંધી ટૂકી નોંધ વગેરે આ ગ્રંથમાં આપેલ છે ૭૦ વર્ષ પહેલા લખાયેલ ૧૬+૬૧૨ પૃષ્ઠનો આ ગ્રથ જૈન ધર્મના અભ્યાસ માટે ઘણો ઉપયોગી છે

卐

ચતુર્દશ પૂર્વધર
ભગવાન ભદ્રબાહુસ્વામી પ્રણીત

## बृहत् कल्पसूत्रम्

बृहत् कल्पसूत्रम् એ જૈન આગમશાસ્ત્રના છેદસૂત્ર વિભાગનો અતિમાન્ય મહામૂલ્યવાન ગ્રંથ છે. શ્રી આત્માનંદ જૈન ગ્રંથરત્નમાળાના પ્રણેતા સ્વર્ગસ્થ મુનિરાજશ્રી ચતુરવિજયજી

મહારાજ અને તેમના વિદ્વાન શિષ્ય આગમપ્રભાકર મુનિશ્રી પુણ્યવિજયજી મહારાજે તેનું વિદ્વતાપૂર્ણ સંશોધન અને સંપાદન શાસ્ત્રીય શૈલીથી કરેલ છે. અને તેનું શ્રી આત્માનંદ જૈન ગ્રંથરત્નમાળાના છ ગ્રંથોમા સં. ૧૯૮૯ થી ૧૯૯૮ સુધીમાં જૈન આત્માનંદ સભાએ પ્રકાશન કરેલ છે. સભાએ પ્રાકૃત સસ્કૃત ભાષાના ૯૨ જેટલા વિવિધ વિષયક પ્રાચીન ધર્મ ગ્રંથોના કરેલ પ્રકાશનોમાં બૃહત કલ્પસૂત્રનું સંપાદન અને પ્રકાશન સૌથી વિશેષ મહત્ત્વનું છે.

પિસ્તાળીસ આગમોમાં છેદ સૂત્રોનું સ્થાન ઘણું મહત્ત્વનું મનાય છે. તેમાં દશાશ્રુતસ્કંધ, બૃહત્કલ્પ, વ્યવહાર, નિશીથ, મહાનિશીથ અને જીતકલ્પ મળી છ છેદસૂત્રો છે; તેમાં પ્રથમ ચારના પ્રણેતા ચતુર્દશ પૂર્વધર ભગવાન ભદ્રબાહુસ્વામી છે. બૃહત્ કલ્પસૂત્રનું મૂળ નામ કપ્પો અથવા કલ્પ છે. પણ પર્યુષણ પર્વમાં બહુમાન્ય કલ્પસૂત્રનું જાહેર વાંચન શરૂ થયું તે દશાશ્રુતસ્કંધનું આઠમું અધ્યયન છે. તેનુ ખરૂં નામ પર્યુષણા કલ્પસૂત્ર છે. પણ લોકોમાં તેનુ કલ્પસૂત્ર નામ રૂઢ થઇ ગયું છે. તે કલ્પસૂત્રથી કપ્પો અથવા કલ્પશાસ્ત્રને ભિન્ન સમજવા માટે આ ગ્રંથને બૃહત્ કલ્પ સૂત્ર એવું નામ અપાયું છે મૂળ બૃહત કલ્પ સૂત્ર ૪૭૫ શ્લોક પ્રમાણ છે તેના ગભીર વિષયને વિશદ રીતે સ્ફૂટ કરવા તેના ઉપર નિર્યુક્તિ અને ભાષ્યની ૬૪૯૦ ગાથાઓ છે. તે ઉપરાંત સમર્થ ટીકાકાર આચાર્ય મલયગિરિજીની રચેલ અધૂરી વૃત્તિ અને તેનો બાકીનો ભાગ પૂરો કરવા આચાર્ય ક્ષેમકીર્તિની મળી ૩૫૦૦૦ શ્લોક પ્રમાણ વૃત્તિ છે. મૂળ, નિર્યુક્તિ, ભાષ્ય અને વૃત્તિ સહિત બૃહત કલ્પસૂત્રના ૪૨૦૦૦ શ્લોક પ્રમાણ મહાકાય ધર્મ ગ્રંથનું સભાએ છ ભાગમાં પ્રકાશન કરેલ છે. ગ્રંથના છઠ્ઠા ભાગમાં વિદ્વાન મુનિરાજશ્રી પુણ્યવિજયજી મહારાજે બૃહત્ કલ્પસૂત્રનું મહત્ત્વ તથા તેના ઘણા શ્રમપૂર્વક કરેલ સંશોધન સંપાદન માટેની ઘણી બાબતો ગ્રથના આમુખ અને પરિચયમાં વિસ્તારપૂર્વક સમજાવી છે. તથા તેરમા પરિશિષ્ટમાં વિવિધ વિષયો ઉપર મહત્ત્વની ઐતિહાસિક માહિતી આપી ગ્રંથને અભ્યાસ માટે ઘણો સમૃદ્ધ કરેલ છે.

સાધુ સાધ્વીના આચાર અને ઉત્સર્ગ અપવાદ માર્ગની યથાર્થ સમજૂતી માટે બૃહત્ કલ્પસૂત્રનો અભ્યાસ આવશ્યક છે. શ્રુતજ્ઞાન પારગામી મુનિરાજશ્રી ચતુરવિજયજી મહારાજ અને તેમના વિદ્વાન શિષ્ય રત્ન આગમ પ્રભાકર શ્રી પુણ્યવિજયજી મહારાજે તેના અભ્યાસકોને ઉપયોગી થાય તે માટે કેટલા શ્રમપૂર્વક તેનું સંપાદન કરેલ છે તે પહેલા અને છઠ્ઠા ભાગની પ્રસ્તાવના, આમુખ, પરિચય, પરિશિષ્ટો, વિષયાનુક્રમણિકા વગેરેના વાંચનથી સમજાશે. ગ્રંથનો મૂળ અભ્યાસ કરી શકે નહિ તેવાને પણ પ્રસ્તાવના વગેરે વાંચવાથી ગ્રંથ પ્રત્યેનું બહુમાન અને શ્રુતજ્ઞાન ભક્તિ ઘણાં વધશે. ગ્રંથના સંપાદક વિદ્વાન ગુરુ-શિષ્યે બૃહત્ કલ્પસૂત્ર અને તેના નિર્યુક્તિ ભાષ્ય વૃત્તિ વગેરેનું ઘણું વિદ્વત્તાપૂર્ણ સંશોધન સંકલન કરીને ગ્રંથને લગતા જે પાઠભેદો, ત્રુટિઓ, અશુદ્ધિ હતાં તે દૂર કરી, નિર્યુક્તિઓના કર્તા સંબંધી ભ્રામક માન્યતાઓનું નિરસન કરી ગ્રંથનું એવું શાસ્ત્રશુદ્ધ સંપાદન કરેલું છે કે જે માટે વિદ્વાનો અભ્યાસકો અને સંશોધકો તેમના હંમેશને માટે ઋણી બન્યા છે.

卐

### कर्मग्रंथा :

સભાના શ્રી આત્માનંદ જૈન ગ્રંથ રત્નમાળામાં પૂર્વાચાર્યો રચિત મૂળ પ્રાકૃત–સંસ્કૃત ભાષાના પ્રકાશનોમાં વિક્રમની તેરમી સદીમાં થયેલા તપાગચ્છના આદ્ય સ્થાપક આચાર્ય જગચ્ચંદ્રસૂરિના વિદ્વાન શિષ્ય આચાર્ય દેવેન્દ્રસૂરિ રચિત ચાર કર્મગ્રંથોનું સ્વોપજ્ઞ ટીકા સહિત એક પ્રકાશન તથા તેમના રચેલા પંચમ કર્મગ્રંથ તથા પ્રાચીન પૂર્વાચાર્યકૃત સપ્તતિકા નામે છઠ્ઠા કર્મગ્રંથને મેળવીને કરેલું પ્રકાશન એ બે મહત્ત્વનાં પ્રકાશનો છે.

જૈન ધર્મના જે શાસ્ત્રગ્રંથોમાં આત્મા અને ખાસ કરીને તેના કર્મ સાથેના સંબંધની વિચારણા કરવામાં આવી છે તેને કર્મગ્રંથ કહેવામાં આવે છે. જૈન ધર્મનું મૌલિક વિશિષ્ટ તત્ત્વજ્ઞાન સમજવા કર્મગ્રંથોનો અભ્યાસ આવશ્યક છે. મૂળ તે કર્મશાસ્ત્ર જૈન આગમોના વિચ્છેદ થયેલા બારમા અંગ દ્રષ્ટિવાદ અંતર્ગત કર્મપ્રવાદ અને કર્મપ્રાભૃત વિભાગમાં વિસ્તારપૂર્વક સમાવિષ્ટ હતું. તેના ઉપરથી વિક્રમની ચોથી સદીથી દશમી સદી સુધીમાં રચાયેલ કર્મપ્રકૃતિ પંચસંગ્રહ વગેરે પ્રાચીન કર્મગ્રંથોના કર્મવિપાક, કર્મસ્તવ, બન્ધસ્વામિત્વ ષડશિતિ, શતક અને સપ્તતિકા એમ છ વિભાગો છે. તે પ્રાચીન કર્મગ્રંથો નામે ઓળખાય છે. પણ તેનો અભ્યાસ સામાન્ય અભ્યાસકો માટે ઘણો કઠિન ગણાય છે. તેથી કર્મગ્રંથોનો અભ્યાસ વધારે સરલ સુગમ કરવા પ્રાચીન કર્મગ્રંથોના આધારે તપાગચ્છ નાયક આચાર્ય દેવેન્દ્રસૂરિ મહારાજે વિક્રમની તેરમી સદીમાં कर्मविपाक, कर्मस्तव, बन्धस्वामित्व, षडशिति અને शतक નામે પાંચ કર્મગ્રંથોની રચના કરી છે. જે પ્રાચીન કર્મગ્રંથોની સરખામણીમાં નવ્ય કર્મગ્રંથો તરીકે ઓળખાય છે. તે અભ્યાસ માટે વિશેષ સરલ સુગમ હોવાથી હાલમાં મુખ્યત્વે તેનો જ અભ્યાસ કરાય છે.

ઉપરના પાંચ કર્મગ્રંથોમાંથી પ્રથમના ચાર ગ્રંથોનું એક તથા પાંચમા કર્મગ્રંથ शतक અને પ્રાચીન છઠ્ઠા કર્મગ્રંથ सप्ततिका મળી બીજું એમ બે ગ્રંથોનું સંશોધન અને સંપાદન પ્રાચીન શાસ્ત્રસંશોધક વિદ્વાન મુનિશ્રી ચતુરવિજયજી મહારાજને હસ્તે પ્રાચીન તાડપત્રીય અને હસ્તલિખિત પ્રતો ઉપરથી ઘણા પરિશ્રમ પૂર્વક શાસ્ત્રીય શૈલીથી થયેલ છે તે બે ગ્રંથોમાંથી પ્રથમના ગ્રંથનું પ્રકાશન સંવત ૧૯૯૦માં અને પાંચમા છઠ્ઠા કર્મગ્રંથોનું બીજું પ્રકાશન સં. ૧૯૯૬માં થયેલ છે. પણ બીજા ગ્રંથનું પ્રકાશન થતાં પહેલા તેના સંપાદક વિદ્વાન મુનિરાજ શ્રી ચતુરવિજયજી કાળધર્મ પામતા તેમના વિદ્વાન શિષ્યરત્ન મુનિરાજ શ્રી પુણ્યવિજયજીએ પોતાના પૂજ્ય ગુરુનું શરૂ કરેલ કામ વિદ્વત્તાપૂર્વક પ્રસ્તાવના વગેરે લખી પૂર્ણ કરેલ છે. તે પાંચમા છઠ્ઠા કર્મગ્રંથોના બીજા પ્રકાશનમા મુનિરાજશ્રી પુણ્યવિજયજીએ પોતાના સ્વ. ગુરુ મહારાજ શ્રી ચતુરવિજયજીનું ટૂંકું જીવન ચરિત્ર આપી ગુરુસેવા બજાવી પૂજ્ય ગુરુદેવનું હાર્દિક પૂજન કરેલ છે. તથા છઠ્ઠા પ્રાચીન કર્મગ્રંથ ઉપર તેમજ બીજા ઘણા આગમ વગેરે ગ્રંથો ઉપર વિદ્વત્તાપૂર્ણ ટીકા લખનાર આચાર્યશ્રી મલયગિરિજીનું ટૂંકું જીવન ચરિત્ર પણ આપેલ છે. કર્મગ્રંથોનો અભ્યાસ કરી નહિ શકનારને પણ કર્મગ્રંથોના આ બંને પ્રકાશનોનું મહત્ત્વ તે ઉપર લખાયેલ વિદ્વત્તાપૂર્ણ પ્રસ્તાવના વગેરે

વાંચવાથી સમજાશે. કર્મગ્રંથોના આવા બંને પુસ્તકોના પ્રકાશનનું વિદ્વત્તાપૂર્ણ શાસ્ત્રીય સંશોધન-સંપાદન કરી સ્વ. મુનિરાજ શ્રી ચતુરવિજયજી મહારાજે તથા તેમના વિદ્વાન શિષ્ય આગમપ્રભાકર મુનિશ્રી પુણ્યવિજયજી મહારાજે જૈન દર્શન, જૈન સમાજ અને ઈતર વિદ્દ્વર્ગની અમૂલ્ય સેવા કરી છે.

## કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય વિરચિત

## त्रिषष्टिशलाकापुरुषचरितमहाकाव्यम्

ત્રિષષ્ટિશલાકાપુરુષ ચરિત્ર ૨૪ તીર્થંકરો, ૧૨ ચક્રવર્તીઓ, ૯ વાસુદેવો, ૯ પ્રતિવાસુદેવો અને ૯ બળદેવો મળી ૬૩ મહાપુરુષોનાં જીવન ચરિત્રોનો ગ્રંથ છે. તેઓ સર્વ અવશ્ય મોક્ષગામી હોવાથી "શલાકાપુરુષ" તરીકે ઓળખાય છે. તે તીર્થંકર ભગવંતો અને બીજા 'શલાકા' અંકિત મહાપુરુષોનાં જીવન ચરિત્રો, તેમના સમય, સ્થાન અને જીવન પ્રસંગો, તીર્થંકર ભગવંતોના જૈન ધર્મ શાસ્ત્રના સાર રૂપ વિવિધ ધર્મોપદેશો વગેરે અનેક રસપ્રદ બોધદાયક તથા ઐતિહાસિક બાબતોનો કાવ્યમય સંસ્કૃત ભાષાનો ૩૫,૦૦૦ શ્લોક પ્રમાણ દશ પર્વોમાં મહાકાય કથાનુયોગનો ગ્રંથ છે. જૈન કથા સાહિત્યનાં ચરિત્ર ગ્રંથોમાં તે સૌથી મહત્ત્વનું સ્થાન ભોગવે છે તેના પ્રથમ પર્વનું એક ગ્રંથમાં અને બીજા, ત્રીજા, ચોથા પર્વનું બીજા ગ્રંથમા એમ બે ગ્રંથોમાં શ્રી જૈન આત્માનંદ શતાબ્દી ગ્રંથમાળાના તે સાતમા તથા આઠમા પ્રકાશનો છે.

વાંચન અને અભ્યાસ માટે ઘણી રોચક પ્રાસાદિક સંસ્કૃત ભાષામાં તે મહાકાવ્યનીરચના કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યે મહારાજા કુમારપાળની વિનંતિથી સં. ૧૨૨૦માં કરેલી છે. શ્રી હેમચંદ્રાચાર્ય સં. ૧૨૩૦માં કાળધર્મ પામ્યા તે પછી સં. ૧૨૪૦માં લખાયેલ તે મહાગ્રંથની સૌથી પ્રાચીન તાડપત્રીય પ્રત ખંભાત તીર્થના જ્ઞાનભંડારમાંથી મળેલ છે. બીજી બધી પ્રતોને હિસાબે તે ઘણી શુદ્ધ અને પ્રમાણિક પ્રત છે. મુખ્યત્વે તેના આધારે આ મહાગ્રંથનું પ્રકાશન થયેલ છે.

આ મહાગ્રંથનું મૂળ પ્રકાશન અગાઉ શ્રી જૈન ધર્મ પ્રસારક સભાએ કરેલ હતું. પણ તે અલભ્ય થતાં સ્વ. પૂજ્ય આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજીની આજ્ઞાથી મુનિરાજ શ્રી ચરણવિજયજીએ પ્રથમ પર્વનું સંપાદન કરેલ. તેનું પ્રકાશન પ્રતાકારે તેમજ પુસ્તકાકારે સભાએ સં. ૧૯૯૨માં કરેલ છે. તેમાં પાંચ હસ્તલિખિત પ્રતોની ફોટોગ્રાફી નકલો પણ છાપેલ છે. પણ તે પછી થોડા કાળમાં મુનિરાજ શ્રી ચરણવિજયજી કાળધર્મ પામ્યા અને બીજા પર્વોના સંપાદન કાર્યમાં ઘણી ઢીલ થઈ તેથી છેવટ ૨-૩-૪ પર્વોના સંપાદનનું કાર્ય પૂ. મુનિરાજ શ્રી પુણ્યવિજયજીને સુપ્રત થયું. જ્ઞાન ભંડારોની વ્યવસ્થા અને આગમોના સંપાદનનું ઘણું મોટું કામ તેમના હસ્તક હોવા છતાં પોતાથી તથા બીજા પંડિતોની સહાયથી બની શકે તેમ તેઓશ્રીએ તેનું સંપાદન કર્યું અને સભાએ તેનું સં. ૨૦૦૬માં પ્રકાશન કરેલ છે. તે પછીના પર્વોના સંપાદન અને પ્રકાશનનું કાર્ય મુલતવી રહેલ છે મૂળ સંસ્કૃત ભાષામા અભ્યાસકો માટે તેવા સંશોધિત ગ્રંથો ઘણા ઉપયોગી હોવાથી બાકીના પર્વોનું સંપાદન-પ્રકાશન ઘણું જરૂરી છે. તે તરફ અમે વિદ્વાન મુનિમહારાજોનું ધ્યાન ખેંચીએ છીએ.

卐

શ્રી સંઘદાસ ગણિ વિરચિત
## वसुदेव हिण्डी
(प्रथम खण्ड)

वसुदेव हिण्डी (પ્રથમ ખંડ) એ જૈન કથાનુયોગનો પ્રાકૃતમાં લખાયેલો પ્રાચીનમાં પ્રાચીન ગ્રંથ છે. તેના રચયિતા શ્રી સંઘદાસ ગણિ વિક્રમની પાંચમી સદીમાં થઈ ગયેલા મનાય છે. કથા સાહિત્યનો ગદ્યમાં લખાયેલો વિશાળ ગ્રંથ હોવાથી તે સમયની ઘણી બાબતો ઉપર તે પ્રકાશ ફેંકે છે અને તેનો અભ્યાસ રસપ્રદ છે.

વસુદેવ હિંડી એ વસુદેવનાં પરિભ્રમણોની કથા છે. તેમાં આપેલી પીઠિકા પ્રમાણે પ્રથમ આ કથા મહાવીરસ્વામીએ શ્રેણિક રાજાને કહી સંભળાવી હતી. ત્યારબાદ સુધર્માસ્વામીએ શ્રેણિકના પુત્ર કુણિકને અને જંબૂસ્વામીને કહી હતી. આ ગ્રંથમાં વસુદેવ પોતે જ પોતાનાં યૌવનકાળનાં પરિભ્રમણો, સાહસો અને ભોગવેલાં સુખદુઃખોની કથા, તેમના પૌત્રોની વિનતિ ઉપરથી, તેમને કહી સંભળાવે છે. અને તે રીતે મુખ્ય કથા વસુદેવની આત્મકથા રૂપે ચાલે છે.

આ ગ્રંથની રચના પદ્ધતિ ભારતીય સાહિત્યમાં એક રીતે જોતાં વિશિષ્ટ પ્રકારની છે. મુખ્ય કથાના વિભાગોને लम्भ—लम्भक નામ આપવામાં આવ્યું છે. વસુદેવ પરિભ્રમણો દરમિયાન અનેક કન્યાઓને પરણે છે. જે લંભકમાં જે કન્યા સાથે તેનું લગ્ન વર્ણવાયું હોય, તે લંભકનું નામ તે કન્યાના નામ ઉપરથી પાડ્યું છે જેમકે: શ્યામલી લંભક, નીલયશા લંભક ઇત્યાદિ. ગ્રંથની આ પ્રકારની રચના ભારતીય સાહિત્યમાં બીજા એક જ પ્રાચીન ગ્રંથમાં થયેલી અત્યાર સુધીમાં માલૂમ પડી છે અને તે વિક્રમની લગભગ બીજી સદીમાં ગુણાઢ્ય કવિએ પૈશાચી પ્રાકૃતમાં રચેલી બૃહત્ કથામાં.

વસુદેવહિંડી એ કથાનુયોગનો ગ્રંથ હોઈ સ્વાભાવિક રીતે જ તેમાંની કથાઓમાં સમાજ અને સંસ્કૃતિના અભ્યાસ માટે ઉપયોગી અને રસપ્રદ એવા સંખ્યાબંધ ઉલ્લેખો મળી આવે છે. આમાંના કેટલાક ઉલ્લેખો તદ્દન નવી જ હકીકતો રજૂ કરતા હોઇ ઘણા મહત્ત્વના છે, જ્યારે બાકીના ઉલ્લેખો પ્રાચીન ભારતની સંસ્કૃતિના અભ્યાસ માટે સારી એવી પૂરક માહિતી પૂરી પાડે છે.

કેવળ ભાષાની દૃષ્ટિએ જોતાં વસુદેવ હિંડી એ સાહિત્યનો એક વિરલ ગ્રથ છે. આટલા પ્રાચીન કાળમાં લખાયેલો લગભગ સાડા દશ હજાર શ્લોક પ્રમાણનો સળંગ કથાત્મક પ્રાકૃત ગદ્યગ્રંથ સમસ્ત ભારતીય સાહિત્યમાં બીજો કોઇ જડે તેમ નથી. પ્રાચીન હોવાના કારણે તેની ભાષામાં અનેક વિશિષ્ટતાઓ અને વિલક્ષણતાઓ જોવામાં આવે છે અને તેથી ભાષાવિષયક અન્વેષણની દૃષ્ટિએ તેનું સવિશેષ મહત્ત્વ છે.

આમ સમસ્ત પ્રાકૃત સાહિત્યમાં વસુદેવ હિંડી અનેકવિધ દૃષ્ટિએ જોતાં અસાધારણ મહત્ત્વનું સ્થાન ધરાવે છે.

આ મહત્ત્વના ગ્રંથનું પ્રાચીન હોવાના કારણે સંશોધન અતિ મુશ્કેલ હોવા છતાં વિદ્વાન સંશોધક મુનિરાજ શ્રી ચતુરવિજયજી મહારાજ તથા તેઓશ્રીના શિષ્ય સાક્ષર-

# શ્રી જૈન આત્માનંદ સભા

શિરોમણિ શ્રી પુણ્યવિજયજી મહારાજે હાથમાં લીધું અને ઘણો જ પરિશ્રમ લઈ તેનું શાસ્ત્રીય સંશોધન કરી આ સભાને પ્રસિદ્ધ કરવા માટે સોંપ્યું અને સભાએ પ્રથમ ખંડ બે અંશમાં સં. ૧૯૮૬–૧૯૮૭માં પ્રગટ કર્યો.

## વસુદેવ હિંડી–ગુજરાતી અનુવાદ :

સં. ૧૯૯૯માં સાક્ષરરત્ન શ્રી આનંદશંકર બાપુભાઇ ધ્રુવ ભાવનગર રાજ્યના દીવાન સર પ્રભાશંકર પટ્ટણી સાથે આ સભાની મુલાકાતે આવ્યા. વસુદેવ હિંડીનું પ્રકાશન જોઈ તેઓ ખૂબ પ્રસન્ન થયા અને આ કાર્ય માટે સભાને ધન્યવાદ આપ્યા. તથા આ ગ્રંથનો અનુવાદ કરાવી પ્રકાશિત કરવાની સભાને સૂચના કરી. સભાએ આ સૂચના પ. પૂ. મુનિરાજશ્રી પુણ્યવિજયજી મહારાજને જણાવતાં, તેઓશ્રીએ પ્રાકૃત-સંસ્કૃત ભાષાના પ્રખર અભ્યાસી, સંશોધક અને સાહિત્યકાર શ્રી ભોગીલાલ જે. સાંડેસરા એમ.એ., જેમણે આ ગ્રંથનું વાંચન અગાઉ તેઓશ્રી પાસે કર્યું હતું, તેમને સોંપ્યું અને શ્રી ભોગીલાલભાઈએ થોડા જ વખતમાં સુંદર અનુવાદ કરી આપ્યો, જે આ સભાએ સંવત ૨૦૦૩ માં છપાવી પ્રસિદ્ધ કર્યો.

આ બંને ગ્રંથોને–મૂળ તથા અનુવાદ–વિદ્વાન મુનિ મહારાજો અને જૈન–જૈનેતર સાક્ષરો તરફથી સુંદર આવકાર મળ્યો છે. આવા પ્રાચીન ગ્રંથરત્નો પ્રગટ કરવાનું સૌભાગ્ય સભાને પ્રાપ્ત થયું તે માટે સભા ગૌરવ અનુભવે છે.

# ચરિત્ર ગ્રંથો

જૈન દર્શન વિશાળ અને પરમ ઉદાર છે. તેના સાહિત્યના રચનારાઓ ત્યાગી મહાત્માઓ છે. તેમણે જગતના મનુષ્યો આત્મકલ્યાણ સાધે તે એક જ ધ્યેય દૃષ્ટિ સમક્ષ રાખી વિવિધ સાહિત્યની રચના કરી છે.

વીતરાગપ્રણીત ચાર અનુયોગોમા કથાનુયોગ–કથા સાહિત્ય ઉપરોક્ત કારણે અતીવ ઉપયોગી નીવડ્યું છે.

જૈન કથા સાહિત્યમા તીર્થંકર ભગવાનના ચરિત્રો સર્વોત્કૃષ્ટ સ્થાન ધરાવે છે કારણ કે ધર્મભાવનાને જલદી ઉત્પન્ન કરવા સાથે તે સમયના દેશ, કાળ, ઉચ્ચ સંસ્કારો, ઉત્તમ પ્રણાલિકાઓ, રાજ્યનીતિ, તીર્થંકર ભગવંતોની ઉત્કૃષ્ટ બોધક દેશનાઓ વગેરેથી તે ભરપૂર છે. પંડિત અને બાળજીવોને એકસરખાં ઉપયોગી થઇ પડે તેટલા માટે અનેક દૃષ્ટાંતો સાથે અધ્યાત્મજ્ઞાનનાં બોધક તત્ત્વો સરળ રીતે ગૂંથી પૂર્વાચાર્યોએ તીર્થંકર ભગવાનનાં ચરિત્રો લખ્યા છે. તેના શ્રદ્ધાપૂર્વક વાંચન–મનનથી આત્મામા અપૂર્વ ઉલ્લાસ અનુભવાય છે અને ભવ્યાત્માને કલ્યાણની પરંપરા ઉત્પન્ન થતાં સર્વ વાંછિતની સિદ્ધિ અને છેવટે મોક્ષમાર્ગ તરફની પ્રવૃત્તિ અવશ્ય થાય છે. એટલે આ સભાએ, પૂર્વાચાર્યોએ લખેલાં મૂળચરિત્રો સંસ્કૃત–પ્રાકૃતમાં હોવાથી, ગુજરાતીમાં સરળ અનુવાદ કરાવી પ્રકટ કરવાની શરૂઆત કરી દીધી છે. અત્યાર સુધીમાં સામે આપેલાં દશ ચરિત્રો પ્રકાશિત થઇ ગયાં છે.

## પ્રગટ થએલા ચરિત્ર ગ્રંથો

૧. આદિનાથપ્રભુ ચરિત્ર :
શ્રી અમરચંદ્રસૂરિ રચિત.

૨. શ્રી સુપાર્શ્વનાથપ્રભુ ચરિત્ર :
સં. ૧૧૯૯ માં શ્રી લક્ષ્મણ ગણિ રચિત

૩. શ્રી ચંદ્રપ્રભપ્રભુ ચરિત્ર :
સં. ૧૨૬૪ માં શ્રી દેવેન્દ્રાચાર્ય રચિત.

૪. શ્રી શ્રેયાંસનાથપ્રભુ ચરિત્ર :
સં. ૧૨૩૨ માં શ્રી માનતુંગસૂરિ રચિત

૫. શ્રી વાસુપૂજ્યપ્રભુ ચરિત્ર :
સં. ૧૨૯૯ માં શ્રી વર્દ્ધમાનસૂરિ રચિત.

૬. શ્રી વિમળનાથપ્રભુ ચરિત્ર :
સં. ૧૫૧૭ માં શ્રી જ્ઞાનસાગરસૂરિ રચિત.

૭. શ્રી શાંતિનાથપ્રભુ ચરિત્ર :
શ્રી અજીતપ્રભસૂરિ રચિત.

૮. શ્રી નેમનાથપ્રભુ ચરિત્ર :
સં. ૧૬૮૬ મા શ્રી ગુણવિજય ગણિ રચિત.

૯. શ્રી પાર્શ્વનાથપ્રભુ ચરિત્ર .
સં. ૧૧૬૮ માં શ્રી દેવભદ્રાચાર્ય રચિત.

૧૦. શ્રી મહાવીરપ્રભુ ચરિત્ર :
સં. ૧૧૩૯ માં શ્રી ગુણચંદ્ર ગણિ રચિત.



# શ્રી આત્મારામજી જૈન ફ્રી લાઇબ્રેરી

શ્રી આત્મારામજી જૈન ફ્રી લાઇબ્રેરી એ શ્રી જૈન આત્માનંદ સભા સાથે સંયુક્ત અને સભાદ્વારા સંચાલિત લાઇબ્રેરી છે. આ સભાની સ્થાપના વખતે તે જ યુવાન સ્થાપકોએ આ લાઇબ્રેરીની પણ સ્થાપના કરી હતી. જૈન યુવકો ધર્મપ્રેમી અને સાહિત્યપ્રેમી અને, જૈન તેમ જ જૈનેતર સાહિત્ય, દર્શન અને તત્ત્વજ્ઞાનના અભ્યાસનો તેમને લાભ મળે, સારાં સારાં પુસ્તકો વાંચવાની અભિરુચિ તેમનામાં જાગે અને તેમને સારા સંસ્કારો તથા જીવનના ઉચ્ચ ઘડતર માટે પ્રેરણા મળે તે ઉદ્દેશ આ લાઇબ્રેરીની સ્થાપના પાછળ છે.

શ્રી જૈન ધર્મ પ્રબોધક સભા અને જૈન હિતેચ્છુ સભાનાં પુસ્તકો તથા ફરનીચર તથા કેટલાક ઉદારદિલ ગૃહસ્થો પાસેથી તેમના ખાનગી સંગ્રહનાં પુસ્તકો ભેટમાં મેળવીને આ લાઇબ્રેરીની શરૂઆત કરવામાં આવી હતી. આમ શરૂઆત નાની હતી પરંતુ સભા દર વરસે તેનો વિકાસ સાધતી ગઈ અને આજે તો આ લાઇબ્રેરી ખૂબ જ સમૃદ્ધ બની ગયેલ છે. જૂના વખતમાં છપાયેલાં અને અત્યારે અપ્રાપ્ય બની ગયેલાં કેટલાંક પુસ્તકો આ લાઇબ્રેરીમાં મળી આવે છે.

આ લાઇબ્રેરીનો જુદા જુદા સમયે વિકાસ દર્શાવતો કોઠો નીચે આપ્યો છે.

લાઇબ્રેરીનો વિકાસ દર્શાવતો કોઠો

| વર્ષ વિ સં. | પુસ્તક સંખ્યા | આશરે કિંમત રૂ. |
|---|---|---|
| ૧૯૬૨ | ૭૨૪ | ૧૭૩૬ |
| ૧૯૮૨ | ૬૩૯૪ | ૧૦૩૫૪ |
| ૨૦૦૨ | ૯૩૬૯ | ૧૬૮૩૯ |
| ૨૦૨૨ | ૧૦૪૯૦ | ૨૦૩૮૯ |

આ ઉપરાંત સભા પાસે પૂજ્ય પ્રવર્તક શ્રી કાંતિવિજયજી મહારાજના શિષ્ય મુનિરાજ શ્રી ભક્તિવિજયજી મહારાજના સંગ્રહની ૧૩૨૫ હસ્તલિખિત પ્રતો તથા મુનિરાજશ્રી હીરવિજયજીના શિષ્ય મુનિરાજ શ્રી લબ્ધિવિજયજી મહારાજના સંગ્રહની ૨૧૦ હસ્તપ્રતો મળી કુલ ૧૭૩૬ હસ્તપ્રતો છે. તે બધી સ્વચ્છ સફેદ કપડાથી વીંટાળીને અને લાકડાની પેટીઓમાં મૂકીને, તે પેટીઓ લોખંડના ફાયરપ્રૂફ ગોદરેજના કબાટોમાં સુરક્ષિત રીતે શ્રી આત્મકાંતિ જ્ઞાનમંદિરમાં શ્રી મોહનલાલભાઈ સાહિત્ય હોલમાં રાખવામાં આવેલી છે.

આ પ્રતિઓનો ઉપયોગ વિદ્વાન મુનિરાજો તથા દેશપરદેશના જૈન અને જૈનેતર વિદ્વાનોને કરવા દેવામાં આવે છે.

## અમૂલ્ય સંગ્રહ

શ્રી આત્મારામજી જૈન ફ્રી લાઇબ્રેરીમાં, આગળ જણાવ્યા પ્રમાણે, ૧૭૩૬ હસ્તલિખિત પ્રતિઓનો સંગ્રહ છે. તેમાં જૂનામાં જૂની પ્રતિ સં. ૧૪૫૧ માં લખાયેલી શ્રી સિદ્ધસેનસૂરિ



ભગવાન નેમિનાથજીની વરયાત્રા
[ સં. ૧૫૬૯માં લખેલી કલ્પસૂત્રની હસ્તપ્રતનું એક ચિત્ર ]

કૃત નમસ્કારમહાત્મ્યાદિસ્તવઃ છે. ત્યાર પછીની પંદરમા અને સોળમા સૈકાઓમાં લખાયેલી પ્રતિઓ સારા પ્રમાણમાં છે. આ સૌમાં સં. ૧૫૬૯ની સાલમાં લખાયેલી સુંદર સચિત્ર ફલ્પસૂત્રમ્‌ની પ્રતિ ખરેખર એક અમૂલ્ય ખજાના જેવી છે. તે પાટણમાં કોઈક પીતાંબરે લખેલી છે. તેનાં કુલ પૃષ્ટ ૧૪૪ છે. દરેક પૃષ્ટ ઉપર સાડાસાત ઈંચની લંબાઈવાળી સાત લીટીઓનું લખાણ છે તેમાં પ્રસંગ પ્રસંગનાં ચિત્રો છે. કુલ ૫૧ ચિત્રો છે તેમાં બે આખા પાનાનાં અને બાકીનાં અર્ધા પાનાનાં કે તેથી નાનાં છે. પશ્ચિમ ભારતીય શૈલીમાં આલેખિત આ ચિત્રો ખરેખર દર્શનીય છે. સિદ્ધહસ્ત ચિત્રકારનાં હાથે દોરાયેલાં આ ચિત્રોમાં સાચો સોનેરી રંગ વપરાયેલો છે. બીજા રંગોમાં લીલો, હિંગળોક, નીલો, સફેદ અને પીળો છે. આ કલ્પસૂત્ર કાળી શાહીથી લખાયેલું છે. પાનાની વચ્ચે વચ્ચે હિંગળોક અને કૃમિદાણાના રંગથી લીટી, હાંસિયો વગેરે દોરવામાં આવ્યા છે. ચિત્રોમાં નેમિનાથની વરયાત્રા, મુષ્ટિલોચ, મહાવીર જન્મ, આમલકી ક્રીડા વગેરે ખરેખર નયન મનોહર છે, અને સોળમી સદીની જૈન ચિત્રકળાના સર્વોત્કૃષ્ટ નમૂના જેવા છે.

વિક્રમની પહેલી સદીમાં બૌદ્ધ ધર્મના મહાયાન સંપ્રદાયની શરૂઆત થઈ. આ સંપ્રદાયે શરૂઆતની પાંચ છ સદીઓમાં ઉત્તર ભારતમાં એવી વૈચારિક ક્રાંતિ આણી કે તેની જબ્બર અસર બીજા દર્શનો ઉપર પણ પડી. આ કારણે આ સમયના ભારતના દાર્શનિક અભ્યાસીને મહાયાન ગ્રંથોનો અભ્યાસ આવશ્યક બને છે. પરંતુ દુર્ભાગ્યે મૂળ સંસ્કૃતમાં લખાયેલા મહાયાન ગ્રંથોનો મોટો ભાગ, ભારતમાં બૌદ્ધ ધર્મ બંધ પડતાં, નાશ પામ્યો છે. છતાં આશ્વાસન એ છે કે તે ગ્રંથોના ભોટ (તિબેટન) ભાષામાં અનુવાદો મળી આવે છે એટલે આ તિબેટન ગ્રંથ–અનુવાદો વિદ્વાનો અને સંશોધકો માટે અત્યંત જરૂરના છે.

લાઇબ્રેરીનાં પુસ્તકોની વિગતવાર યાદી

(સં. ૨૦૨૨)

| વિભાગ | સંખ્યા |
|---|---|
| ૧ જૈન ધર્મનાં છાપેલ પુસ્તકો | ૩૭૮૯ |
| ૧ અ ધાર્મિક પ્રતો | ૯૫૩ |
| ૨ આગમો | ૩૦૨ |
| ૩ હસ્તલિખિત પ્રતો | ૧૭૩૬ |
| ૪ સંસ્કૃત પુસ્તકો | ૫૨૧ |
| ૫ ગુજરાતી નોવેલો ઈ. | ૩૯૬૦ |
| ૬ અંગ્રેજી પુસ્તકો | ૩૧૪ |
| ૭ માસિકની ફાઈલો | ૯૭ |
| ૮ હિન્દી પુસ્તકો | ૩૪૬ |
| ૯ બાળ પુસ્તકો | ૨૦૮ |
| | ૧૨૨૨૬ |

પ. પૂ. મુનિરાજ શ્રી જંબૂવિજયજી મહારાજને द्वादशारं नयचक्रम्‌ના સંશોધન માટે દિઙ્‌નાગ, વસુબંધુ વગેરે બૌદ્ધ નૈયાયિકોના ગ્રંથો જોઈ જવાની જરૂર જણાઈ. આથી સં. ૨૦૧૨ માં શેઠ શ્રી ભોગીલાલ મગનલાલ શાહ, જે તે સમયે રાજસભાના સભ્ય હતા, તેમની મારફત ચીનના દિલ્હી ખાતેના રાજદૂતનો સંપર્ક સાધવામાં આવ્યો. આ સભાએ પ્રસિદ્ધ કરેલા કેટલાંક પુસ્તકો પેકિંગની

નેશનલ લાઇબ્રેરી માટે ભેટ આપવામાં આવ્યાં અને તિબેટન ગ્રંથોની નકલો, કિંમત લઈને, પેકિંગથી મંગાવી આપવા વિનતિ કરવામાં આવી. ચીનની સરકારે આ વિનતિ સ્વીકારી, પણ આખા ગ્રંથો તૈયાર કરીને મોકલવાની મુશ્કેલી દર્શાવીને તેમની માઇક્રોફિલ્મ, કોઈ પણ જાતની કિંમત લીધા વિના, ભેટમાં મોકલાવી. અમે માનીએ છીએ કે આવી જાતની માઇક્રોફિલ્મ ભારતમાં ભાગ્યે જ બે–ત્રણ સ્થળે હશે.

આ ઉપરાંત, તિબેટન ત્રિપિટક ગ્રંથોનું કેટલોગ એન્ડ ઇન્ડેક્સ પેકિંગની સરકારે પ્રસિદ્ધ કરેલ છે. તેનું જાપાની પુનર્મુદ્રણ જાપાનના કયોતો શહેરની ઓતાની યુનિવર્સિટીએ બહાર પાડયું છે. આ ત્રિપિટકમાં પ્રાચીન અને મધ્યકાલીન ભારતીય સંસ્કૃતિને લગતા દાર્શનિક ઉપરાંત ઇતિહાસ, ખગોળ, વૈદક, ભાષા વગેરે વિષયક વિધવિધ પુસ્તકોનો સમાવેશ થાય છે. એટલે આ પુસ્તક પણ ખૂબ ઉપયોગી છે. તેની પણ એક નકલ આ સભાએ જાપાનથી મેળવી લીધી છે. આ પુસ્તકના આધારે મૂળ ગ્રંથોની જરૂરી માહિતી મેળવી શકાય છે. આ કેટલોગમાં ૧૦૫૫ કાંજુર, ૩૯૬૨ તાંજુર અને ૪૫૩ અન્ય ગ્રંથોની માહિતી છે. આ પુસ્તક પણ ભારતમાં બહુ જ ઓછાં સ્થળોએ હશે એમ અમારૂં માનવું છે.



જ્ઞાનવિજ્ઞાનના આ સાર્વજનિક જમાનામાં જ્ઞાનમંદિર સમા પુસ્તકાલયે ભક્તોના અભાવે સૂના પડી રહેવું પાલવે નહિ. દેશોદય અને લોકજાગૃતિના પરમાર્થે પણ તેનો ઘંટારવ દૂરસુદૂર ફેલાઈ રહે એ અતિ આવશ્યક છે. આંગણે આવેલા જ્ઞાનપિપાસુઓની પ્યાસ એણે બુઝાવવાની છે. સમયના અભાવે પોતાના દ્વાર સુધી આવી ન શકનાર વાંચનાતુર વ્યક્તિઓને માટે તેણે પોતાના બાહુઓને તેમના ઘરદ્વાર સુધી વિકસાવવાના છે, તો તેના અસ્તિત્વ પ્રત્યે કેવળ બેધ્યાન વ્યક્તિઓના કર્ણોમાં અનેકાનેક લલચાવનારી વાતો કહી સ્વાભિમુખ કરવાના છે.

# શ્રી આત્માનંદ પ્રકાશ

જૈન સમાજના વ્યાવહારિક ધાર્મિક અને શૈક્ષણિક સર્વાંગી વિકાસ માટે એક માસિક પત્રની આવશ્યકતા સભાના વિદ્વાન પ્રમુખ શ્રી મૂળચંદ ભાઈ તથા અન્ય ઉત્સાહી સભ્યોને ઘણા સમયથી લાગતી હતી તે માટે સભામાં ચર્ચા વિચારણા પણ થતી હતી. પરંતુ માસિકનુ પ્રકાશન એક જવાબદારી ભરેલુ કાર્ય હતુ અને તે સમય, સેવા, ધગશ ઉપરાંત ઊંડા અભ્યાસ અને ચિંતન માગી લે તેવું હતુ. છતા સમાજના વિકાસ માટે તેની આવશ્યકતા જણાતી હતી, એટલે આ ભાવનાને મૂર્ત સ્વરૂપ આપવા ચક્રો ગતિમાન થયા અને સં ૧૯૫૯ના અષાડ શુદિ પાચમના મંગળ દિવસે શ્રી આત્માનંદ પ્રકાશ નામનું માસિક શરૂ કરવા નિર્ણય લેવામા આવ્યો અને આજથી ૬૩ વર્ષ પહેલા સં ૧૯૫૯ના શ્રાવણ માસમા પ્રથમ અંક પ્રકાશિત કરવામા આવ્યો સભાના સભ્યોનો ઉત્સાહ અનેરો હતો મુનિ મહારાજોના મંગળ આશીર્વાદો આ માસિકને મળ્યા અને જૈન સમાજે પણ તરત જ તેને પ્રેમપૂર્વક વધાવી લીધુ.

શ્રી આત્માનંદ પ્રકાશના પ્રથમ અંકથી જ સભાના પ્રમુખ શ્રી મૂળચંદભાઈની ભવ્ય તથા ઉદાત્ત ભાવના એ હતી કે,

(૧) માસિકમા ઉત્તમ લેખો આવવા જોઈએ કે જેનાથી જૈનોમા ધાર્મિક, સાંસ્કારિક ઉન્નતિ ઉન્મુખ જાગ્રતિ આવે તથા લોકોમા શિષ્ટ વાચનની અભિરુચિ વધવા પામે, અને નવાનવા લેખકોને પ્રેરણા તથા યોગ્ય ઉત્તેજન મળે

(૨) પ્રાચીન ગ્રંથોનું દોહન કરી ભાષાંતર અથવા રૂપાંતરરૂપે સુંદર અને બોધપ્રદ વિષયો જૈન જગતને પીરસાય

(૩) માસિકને સર્વાંગ સુંદર બનાવવુ, જેથી જૈન યુવકો, અભ્યાસીઓ અને વિચારકોને નવનવી ભાવનાઓ અને આદર્શો મળી રહે.

(૪) માસિક દ્વારા જૈન ધર્મ, જૈન દર્શન અને જૈન સાહિત્યનો બહોળો પ્રચાર થાય.

સભા આ માસિક દ્વારા વિવિધ સાહિત્યની રસપ્રદ, બોધક અને પ્રેરણાત્મક સામગ્રીથી જૈન સમાજનુ ઘડતર કરવાના યથાશક્તિ પ્રયાસો આજે ૬૩ વર્ષ ઉપરાંતથી કરી રહેલ છે તે સભા માટે આનંદ અને ગૌરવનો વિષય છે

ભેટ પુસ્તક. માસિકનુ લવાજમ માત્ર રૂ. એક રાખવામા આવ્યુ હતુ છતા ગ્રાહકોને સુંદર વાચન પૂરૂ પાડે તેવુ પુસ્તક દર વર્ષે ભેટ આપવુ જોઇએ તેમ સભાસદોને લાગ્યુ. એટલે શ્રી નર્મદાશંકર દામોદર શાસ્ત્રી પાસે નવતત્ત્વની અવચૂરિનુ ગુજરાતી અનુવાદ કરાવી શ્રી નવતત્ત્વનો સુંદર બોધ એ નામથી છપાવી પહેલા બે વર્ષની ભેટ તરીકે આપવામા આવ્યુ અને ત્યારથી 'આત્માનંદ પ્રકાશ'ના ગ્રાહકોને સારા સારા પુસ્તકો ભેટ આપવાની પ્રણાલિકા શરૂ થઇ. તે મુજબ છેલ્લા ત્રેસઠ વર્ષમા જે પુસ્તકો ભેટમાં અપાયા છે તેની યાદી પરિશિષ્ટ ૩મા આપેલી છે.

શરૂઆતમા માસિકનુ તંત્રીપદ સં. ૧૯૫૯ થી સં ૧૯૬૧ સુધી પ્રમુખશ્રી મૂળચંદભાઈએ અને પછી સં. ૧૯૬૨ થી ૧૯૬૫ સુધી

શ્રી મોતીચંદ ઓધવજીભાઇ શાહે સંભાળ્યું હતું. ત્યારબાદ માસિક અંગેની સર્વ જવાબ દારી સભાએ પોતાના હસ્તક રાખી છે.

આત્માનંદ પ્રકાશને સમૃદ્ધ અને લોકપ્રિય બનાવવા માટે ઘણા લેખકોએ પોતાનો ફાળો આપેલ છે. તેમાંના કેટલાકને અત્રે યાદ કરી, તેમની યાદી સાભાર આપીએ છીએ

આ. શ્રી વિજયપદ્મસૂરિજી મહારાજ, આ. શ્રી વિજયકસ્તૂરસૂરિજી મહારાજ, આ શ્રી અજિતસાગરસૂરિજી, આ. શ્રી વિજયકેસરસૂરિજી, આ. શ્રી ન્યા. મુનિ હિમાંશુવિજયજી, આ. શ્રી ન્યા. ન્યા. ન્યાયવિજયજી.

મુ. શ્રી લક્ષ્મીસાગરજી મ૦, મુ. શ્રી હેમેન્દ્રસાગરજી, મુ શ્રી પૂણ્યવિજયજી, મુ. શ્રી ધુરંધરવિજયજી, મુ. શ્રી ભુવનવિજયજી, મુ. શ્રી જંબૂવિજયજી, મુ. શ્રી ન્યાયવિજયજી, મુ શ્રી ચંદ્રપ્રભસાગરજી, મુ શ્રી દક્ષવિજયજી, મુ. શ્રી મહાપ્રભવિજયજી, મુ. શ્રી જિનવિજયજી, સદ્‌ગુણાનુરાગી મુનિ શ્રી કર્પુર વિજયજી, પં. દાનવિજયજી, મુનિ દર્શનવિજયજી (ત્રિપુટિ).

શ્રી ફત્તેહચંદ ઝવેરભાઇ શાહ, રેવાશંકર વાલજી બધેકા, મોહનલાલ દીપચંદ ચોકસી, મુળચંદ આશારામ ઝવેરી (વૈરાટી), ડુંગરશી ધરમશી સંપટ, જીવરાજ ઓધવજી દોશી, ન્યાલચંદ લક્ષ્મીચંદ વકીલ, ડૉ ભગવાનદાસ મનસુખભાઇ મહેતા, ડૉ. વલ્લભદાસ નેણસી મહેતા, અમરચંદ માવજી શાહ, મોતીચંદ ગિરધરભાઈ કાપડિયા, પ્રો હીરાલાલ ર. કાપડિયા, પ્રો ખીમચંદ ચાંપશી શાહ, મનસુખલાલ તારાચંદ મહેતા, ઝવેરભાઈ બી. શેઠ, અભ્યાસી, પં. લાલન, પં. સુખલાલજી, શ્રીમતી કમળાબેન સુતરીઆ, શ્રીમતી ભાનુમતીબેન દલાલ, મણીભાઇ પાદરાકર, પ્રો. જયંતિલાલ ભાઈશંકર દવે, વિઠ્ઠલદાસ મુળચંદ શાહ, બાલચંદ હીરાચંદ (સાહિત્યચંદ્ર), હરિલાલ દેવચંદ શેઠ, રતિલાલ મફાભાઈ શાહ, ભવાનભાઈ પ્રાગજી સંઘવી, આ જિતેન્દ્ર જેટલી, ડૉ ભોગીલાલ જે. સાંડેસરા, ડૉ. ઉપેન્દ્રરાય જે સાંડેસરા, ચત્રભુજ જે. શાહ, અનંતરાય જાદવજી શાહ, ડૉ. ભાઈલાલ બાવિશી, વેલચંદ કાનજી સંઘવી, વકીલ નંદલાલ લલ્લુભાઇ, નરોતમ બી. શાહ, વાડીલાલ મોહકમલાલ શાહ બી.એ., ગાંધી વલ્લભદાસ ત્રિભુવનદાસ, માવજી દામજી શાહ, મણીલાલ માણેકચંદ શાહ, શાહ ઘેલાભાઈ પ્રાણલાલ, મનસુખલાલ ડાયાભાઈ શાહ, પરી મણીલાલ ખુશાલચંદ, લાલચંદ જયચંદ વોરા, વોરા નંદલાલ વનેચંદ દફતરી વગેરે વગેરે.






શ્રી જૈન આત્માનંદ ભુવન



શ્રી આત્મ-કાંતિ જ્ઞાનમંદિરનો ઉદ્ઘાટન પ્રસંગ

# શ્રી જૈન આત્માનંદ ભુવન

પૂ. પૂ. સ્વ. ગુરુદેવ આત્મારામજી મહારાજના સ્મૃતિમંદિર તરીકે જ્ઞાનાલય સ્થાપવાનો એક હેતુ પ્રારંભકાળથી જ આ સભાએ રાખ્યો હતો અને આ હેતુ સિદ્ધ કરવા માટે સર્વે સભ્યો ઉદ્યમવંત રહેતા હતા. સદ્દભાગ્યે સં. ૧૯૬૩માં આ ભાવના ફળીભૂત થઈ. સારા જૈન વસવાટની વચમાં સર્વ રીતે અનુકૂળ આવી જાય તેવું, સુશોભિત બાંધણીવાળું અને જાહેર કામકાજ માટે ઘણું ઉપયોગી બને તેવું એક સરસ મકાન મળી ગયું અને સભાના સભ્ય શ્રી હઠીસંગ ઝવેરચંદ વોરાની સારી સહાયતાવડે રૂા. ૮૫૫૧માં તે ખરીદી લેવામાં આવ્યું. આ નવા મકાનમાં વાસ્તુપ્રવેશ એ જ વર્ષે વૈશાખ શુદિ ત્રીજ ( અક્ષય તૃતીયા )ના રોજ ધામધૂમપૂર્વક કરવામાં આવ્યો.

અક્ષય તૃતીયાના મંગળમય પ્રભાતે સર્વે સભ્યો જૂના મકાનમાં એકત્ર થયા અને બરાબર મુહૂર્તના સમયે વાસ્તુ કળશને જૈન વિધિ પ્રમાણે અલંકૃત કરી એક કુમારિકાએ મસ્તક ઉપર ધારણ કર્યો અને સુંદર વસ્ત્રાભૂષણોથી અલંકૃત અને મધુર ગીતો ગાતી કન્યાઓના સમૂહ સાથે આખા મંડળે આદીશ્વર ભગવાનના જયનાદો અને વિજયાનંદસૂરિજીના વિજયનાદો કરતાં કરતાં નવા મકાનમાં પ્રવેશ કર્યો. પ્રમુખ શાહ મગનલાલ ઓધવજીએ અત્રેના પ્રખ્યાત શાસ્ત્રી નર્મદાશંકર દામોદરના હાથે જૈન વાસ્તુવિધિ પ્રમાણે પૂજા અને આવશ્યક ધાર્મિક વિધિઓ કરી અને તે જ વખતે પૂજ્યપાદ શાસન શિરોમણિ આત્મારામજી મહારાજની પુણ્યસ્મૃતિમાં નવા મકાનનું "શ્રી જૈન આત્માનંદ ભુવન" નામાભિધાન કરવામાં આવ્યું. બપોરના ઠાઠમાઠપૂર્વક પૂજા ભણાવવામાં આવી અને પૂજાની સમાપ્તિ થતાં આ મંગળ મહોત્સવના પ્રભાવને શોભાવતી પ્રભાવના પછી સર્વ મંડળ ભોજન સમારંભમાં ભાગ લઈ વીખરાયું હતું.

રાત્રિએ આ નવા ભુવનમાં સભાના પ્રમુખ શાહ મગનલાલ ઓધવજીના પ્રમુખસ્થાને જાહેર સભા યોજવામાં આવી હતી. સેક્રેટરી શાહ દામોદરદાસ હરજીવને સભાનો ઉદ્દેશ દર્શાવ્યો હતો અને પછી સેક્રેટરી ગાંધી વલ્લભદાસ ત્રિભુવનદાસે જ્ઞાન અને જ્ઞાનપ્રચારની આવશ્યકતા વિષે બોલતાં જણાવ્યું કે "આ નવીન ભુવનનો ઉપયોગ જ્ઞાનમંદિર તરીકે રહેશે અને આ જ્ઞાનમંદિર દ્વારા ભારતભરની જૈનજનતાને ઉપયોગી બોધપ્રદ જૈન સાહિત્યનાં મહામૂલાં ગ્રંથરત્નોની ભેટ ચરણે ધરવાની અભિલાષા આ સભા સેવે છે. અને આપ સૌના સહકારની અપેક્ષા અમે રાખીએ છીએ." ત્યારપછી સભાના ઉપપ્રમુખ શેઠ ગુલાબચંદ આણંદજીએ ઉપરની જાહેરાતને પુષ્ટિ આપ્યા બાદ શ્રી નર્મદાશંકર શાસ્ત્રીએ પ્રસંગને અનુરૂપ બે શબ્દો કહીને આશીર્વાદ આપ્યા હતા.

आशीर्वाद

यावच्चंद्रदिवाकरौ हि गगने स्वीयप्रभाभासुरौ
यावद्भूः शुभतीर्थचैत्यमहिता प्रोद्भासते धर्मतः ।
यावद्वीरजिनस्य वाग् विलसति श्रीधर्मतत्त्वान्विता
आत्मानंदसभा स्वसभ्यमहिता तावच्चिरं जीयताम् ॥

જ્યાં સુધી સૂર્ય ચંદ્ર આકાશમાં પોતાની કાંતિથી પ્રકાશે, જ્યાં સુધી જૈન તીર્થો અને ચૈત્યો સહિત આ ભૂમિ ધર્મથી ઉજ્જવળ રહે, અને જ્યાં સુધી ધર્મતત્ત્વથી સભર શ્રી વીર પ્રભુની વાણી વિલાસ કરે, ત્યાં સુધી આ આત્માનંદ સભા પોતાના સભાસદોની સાથે ચિરકાળ જય પામો.

ત્યારબાદ શ્રી જીવરાજ ઓધવજી દોશી બી. એ. એલ. એલ. બી.એ જ્ઞાનની મહત્તા સમજાવતું વિદ્વતાપૂર્ણ વિવેચન કર્યું હતું. છેવટે પ્રમુખ શાહ મગનલાલ ઓધવજીએ તથા બીજા સેક્રેટરી શાહ ભગવાનલાલ કરશનજીએ પધારેલા ગૃહસ્થોનો આભાર માન્યો હતો, અને શ્રી વિજયાનંદસૂરિજીના કીર્તિસ્તંભરૂપ આ જ્ઞાનમંદિરનો વિજય ઇચ્છી સર્વ સમાજ જય ધ્વનિ સાથે ઉમંગપૂર્વક વિસર્જન થયો હતો.

આ પ્રસંગને વિશેષ યાદગાર બનાવે તેવા એક આનંદપ્રેરક સમાચારની નોંધ લેવી જરૂરી છે કચ્છના રહીશ પણ વ્યાપાર અર્થે બ્રહ્મદેશ ગયેલા શેઠશ્રી નેણશીભાઇ દેવરાજે શાંતમૂર્તિ મુનિશ્રી હંસવિજયજી તથા પં. શ્રી સંપતવિજયજી મહારાજના ઉપદેશથી, આ સભાની જ્ઞાનમંદિરની યોજનાથી પ્રભાવિત થઇને, સભાને રૂ. પંદરસોની જ્ઞાનમંદિર માટે આનંદપૂર્વક ભેટ આપી હતી.

ઉપયોગ— શ્રી આત્માનંદભુવનનો ઉપયોગ સભાની તેમજ જૈન સમાજની સર્વ પ્રવૃત્તિઓ માટે થાય છે. અહીં ધાર્મિક, સામાજિક, શૈક્ષણિક કે અન્ય વિષયોને લગતાં પ્રવચનો યોજાય છે, અન્ય જૈન સંસ્થાઓના જાહેર મેળાવડાઓ ગોઠવવામાં આવે છે. યોગ્ય જૈન વ્યક્તિઓને સન્માનવાના મેળાવડાઓ, જયંતીઓ, ઉત્સવો વગેરે પણ આ ભુવનમાં યોજાય છે

પૂજ્ય મુનિ મહારાજોએ પણ આ ભુવનનો ઉપયોગ કરેલો છે. મુનિરાજશ્રી મૂળચંદજી મહારાજના પ્રશિષ્ય મુનિશ્રી મણિવિજયજી મહારાજ, આચાર્યપ્રવર શ્રી આત્મારામજી મહારાજના શિષ્ય શાંતમૂર્તિ મુનિશ્રી હંસવિજયજી મહારાજ તથા પં. શ્રી સંપતવિજયજી મહારાજ તથા પૂ. શ્રી વૃદ્ધિચંદ્રજી મહારાજના શિષ્ય પં. શ્રી ચતુરવિજયજી મહારાજ, પૂ. ખાંતિવિજયજી દાદા, પૂ. વિજયદાનસૂરિના શિષ્ય મુનિશ્રી પ્રેમવિજયજી મહારાજ (હાલ પૂ. આ. શ્રી વિજયપ્રેમસૂરિજી), પ્ર. શ્રી કાંતિવિજયજી મહારાજ તથા ઉ. શ્રી વીરવિજયજી મહારાજ તેમજ પંજાબકેસરી યુગવીર આ. શ્રી વિજયવલ્લભસૂરિજી મહારાજ તથા તેઓશ્રીનો શિષ્ય સમુદાય, પૂ. આ. શ્રી કમળસૂરિજી મહારાજ વગેરેએ આ ભુવનમાં રહી તેને પાવન કરેલું છે

આ ભુવનમાં પહેલે માળે સભાની ઓફીસ તથા શ્રી આત્મારામજી જૈન ફ્રી લાઇબ્રેરી છે. અને અહીંથી જ સભાની સર્વ પ્રવૃત્તિઓનું સંચાલન થાય છે. બીજે માળે શેઠશ્રી ભોગીલાલભાઇ લેક્ચર હૉલ છે.



પૂ. આચાર્યપ્રવર શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજ



# શ્રી આત્મ-કાંતિ જ્ઞાનમંદિર

સાહિત્ય પ્રચારનું કાર્ય વ્યવસ્થિત ચાલતું હતું. નવનવાં પ્રાચીન, અર્વાચીન, બોધપ્રદ, રસપ્રદ, ઉપયોગી ગ્રંથો પ્રકાશિત થતા હતા; પુસ્તકાલય પણ દિનપ્રતિદિન અદ્યતન નવીન ગ્રંથોથી સમૃદ્ધ બનતું જતું હતું. સભા પાસે ૨૦૧ હસ્તલિખિત પ્રતો હતી મુનિશ્રી ભક્તિવિજયજી મહારાજે ૧૩૨૫ હસ્તલિખિત પ્રતો સભાને સોંપી હતી. મુનિશ્રી લબ્ધિવિજયજી મહારાજે પણ ૨૧૦ પ્રતો અર્પણ કરી હતી. આ બધી પ્રતોનું સંરક્ષણ કરવા માટે તથા વધતી જતી સાહિત્ય સામગ્રીનો સમાસ કરવા માટે વ્યવસ્થા કરવાની જરૂરિયાત ઊભી થઈ.

આ સભા ઉપર પૂ. પ્રવર્તક શ્રી કાંતિવિજયજી મહારાજના મંગળ આશીર્વાદ હતા અને તેઓશ્રીનો સભાના સમુત્કર્ષમાં મહામૂલો ફાળો હતો એટલે તેઓશ્રીની પુણ્ય સ્મૃતિરૂપે એક નવું મકાન બાંધવાનું વિચાર્યું.

સભાએ શ્રી જૈન આત્માનંદ ભુવનની અડોઅડ એક મકાન ખરીદ્યું હતુ. તે જગ્યાએ આ ભુવન સાથે ભળી જાય તે રીતે ત્રણ માળનું એક અદ્યતન નવું મકાન બાંધવું અને તેને આત્મ-કાંતિ જ્ઞાન મંદિર એવું નામ આપવું તેવી યોજના કરવામાં આવી.

આ જ્ઞાનમંદિરનું ખાત મુહૂર્ત શેઠશ્રી ભોગીલાલ મગનલાલે સં ૨૦૦૬ ના શ્રાવણ વદિ એકમ સોમવાર તા. ૨૮-૮-૧૯૫૦ ના શુભ દિને કર્યું. સં. ૨૦૦૮ ના કાર્તિક માસમાં શાસનદીપક પંજાબકેસરી યુગવીર આચાર્યશ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજ તીર્થાધિરાજ શત્રુંજયની યાત્રા અર્થે પાલીતાણા પધાર્યા હતા, ત્યાંથી સભાના પ્રતિનિધિ મંડળની આગ્રહપૂર્ણ વિનંતિ સ્વીકારી સપરિવાર ભાવનગર પધાર્યા અને સં. ૨૦૦૮ ના માગશર શુદિ સાતમ બુધવાર તારીખ ૫-૧૧-૧૯૫૧ ના શુભ દિને આત્મ-કાંતિ જ્ઞાનમંદિરનો ઉદ્ઘાટન સમારંભ તેઓશ્રીની નિશ્રામાં યોજવામાં આવ્યો. આ મંગળમય પ્રસંગે પૂ. શ્રી વૃદ્ધિચંદ્રજી મહારાજ, પૂ. આચાર્યશ્રી સાગરાનંદસૂરીશ્વરજી મહારાજ તથા પૂ. આ૦શ્રી આત્મારામજી મહારાજ એ ત્રિપુટી રત્નોના સંઘાડાના મુનિરાજો પધાર્યા હતા એટલે આ પ્રસંગ ચિરસ્મરણીય બની ગયો હતો.

પ્રસિદ્ધ વક્તા મુનિરાજશ્રી ચંદ્રપ્રભસાગરજી મહારાજે સભાના સાહિત્ય સેવાના કાર્યને બિરદાવી જૈન ધર્મને વિશ્વધર્મ બનાવવા વિદ્વાનો અને પ્રચારકો તૈયાર કરવા અનુરોધ કર્યો હતો.

આચાર્ય પ્રવરશ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજે મંગળ આશીર્વાદ સાથે વાસક્ષેપથી જ્ઞાનપૂજન કરી જ્ઞાનમંદિરનું ઉદ્ઘાટન કર્યું હતું. આ સમયે સભાગૃહ જયનાદોથી ગુંજી ઊઠ્યું હતું.

પ. પૂ. આચાર્યશ્રીએ આ પ્રસંગે સભાને પ્રેરણાત્મક સંદેશો આપતા કહ્યું હતું કે:—

"જ્ઞાન એ દીપક છે. એ જ્ઞાનદીપને પ્રજ્વલિત રાખવાનું કાર્ય આપણું સૌનું છે. જ્ઞાન એ આંખ છે, ક્રિયા એ પગ છે. જો જ્ઞાનરૂપી નેત્રવડે બરાબર જોઈ ન શકાય, તો એકલા પગ શું કરશે? આ જ્ઞાન મંદિરથી જરૂર ગૌરવ લેશો, પણ સાથે સાથે વિશ્વશાંતિ માટે જ્ઞાનની ગંગા વહેવડાવવાનું મંગળ કાર્ય ભૂલશો નહીં.

સભાએ આ જ્ઞાનમંદિરને અદ્યતન બનાવ્યું છે. હવે આ ખજાનાનાં રત્નોમાંથી સંશોધન કરવી જ્ઞાનનું અમૃત જગતના ચોકમાં મૂકવાની ભાવના રાખશો.

આ સભાના સમુત્કર્ષ માટે હું મંગળ આશીર્વાદ આપું છું."

આ જ્ઞાનમંદિરમાં ૧૭૩૬ હસ્તલિખિત પ્રતો રાખવામાં આવેલ છે. તેના સંરક્ષણ માટે તેમને કપડામાં બાંધી, લાકડાની પેટીઓમાં મૂકી તે પેટીઓ ગોદરેજના ફાયરપ્રૂફ કપાટોમાં વ્યવસ્થિત રીતે ગોઠવવામાં આવી છે. આ પ્રતોનો ઉપયોગ વિદ્વાન સંશોધકોને કરવા દેવામાં આવે છે.

## શેઠશ્રી ભોગીલાલભાઈ લેક્ચર હૉલ

શેઠશ્રી ભોગીલાલભાઈ મગનલાલ શાહે સભાના કામકાજથી પ્રભાવિત થઈ સભાને એક સારા લેકચર હૉલ માટે રૂ. ચાર હજારની સખાવત જાહેર કરી હતી. સભાએ સહર્ષ અને સાભાર આ સખાવત સ્વીકારી હતી. આત્માનંદ ભુવનના બીજા માળના ભાગને સમરાવી ત્યાં સારો મોટો હૉલ બનાવી તે હૉલને શેઠશ્રી ભોગીલાલભાઇ લેક્ચર હૉલ નામ આપવાનો અને તે હૉલમાં શ્રી ભોગીલાલભાઈનું તૈલચિત્ર મૂકવાનો ઠરાવ કર્યો હતો. આ ઠરાવ અનુસાર સં. ૨૦૦૧ના મહા વદિ પાંચમ શુક્રવાર તા. ૨–૨–૧૯૪૫ના રોજ શેઠશ્રી મોહનલાલ તારાચંદ જે.પી.ના મુબારક હસ્તે હૉલની નામકરણવિધિ તથા શેઠશ્રી ભોગીલાલભાઈના તૈલચિત્રની અનાવરણવિધિ કરવામાં આવી હતી. આ પ્રસંગે શ્રી ભોગીલાલભાઇએ પોતે અગાઉ જાહેર કરેલી ચાર હજારની રકમમાં એક હજાર ઉમેરી કુલ રૂ. પાંચ હજારની સખાવત સભાને એનાયત કરી હતી.

## શેઠશ્રી મોહનલાલભાઇ સાહિત્ય હૉલ

આ સભાના પેટ્રન વરતેજનિવાસી શેઠશ્રી મોહનલાલભાઈ તારાચંદને મુબઈ સરકારે જે.પી. અને ઓનરરી મૅજીસ્ટ્રેટની માનવંતી પદવી આપી તે આનંદદાયક પ્રસંગનો લાભ લઈ તેમનું સન્માન કરવા અને માનપત્ર આપવા માટે એક મેળાવડો સં. ૨૦૦૫ના ફાગણ વદિ એકમ મંગળવારના રોજ યોજવામાં આવ્યો હતો. તે શુભ પ્રસંગે આત્મ-કાંતિ જ્ઞાનમંદિરના ખર્ચ પેટે જ્ઞાનભક્તિ નિમિત્તે પોતાના ફાળા તરીકે રૂ. પાંચ હજારની સખાવત શેઠશ્રી મોહનલાલભાઇએ જાહેર કરી હતી. અને સભાએ આ સખાવત આભારપૂર્વક સ્વીકારી આ જ્ઞાનમંદિરના હૉલને શેઠશ્રી મોહનલાલભાઈ સાહિત્ય હૉલ નામ આપવાનો અને તે હૉલમાં શેઠશ્રીનું તૈલચિત્ર મૂકવાનો ઠરાવ કર્યો હતો. તે ઠરાવ અનુસાર પૂ. આ.શ્રી વિજયવલ્લભસૂરિજીની નિશ્રામાં આ આત્મ-કાંતિ જ્ઞાનમંદિરના ઉદ્ઘાટન પ્રસંગે સાથે સાથે હૉલનું નામાભિકરણ જાહેર કરવામાં આવ્યું અને તેમાં શેઠશ્રીનું તૈલચિત્ર મૂકવાનો વિધિ પણ કરવામાં આવ્યો હતો.



# સં. ૧૯૫૨ના બીજા જેઠ શુદિ પાંચમ તા. ૧૬-૬-૧૮૯૬ મંગળવારના રોજ મળેલી બીજી મીટીંગનો

# ઠરાવ નં. ૫

(૧) જૈન ભાઈઓ ધર્મ સંબંધી જ્ઞાન પ્રાપ્ત કરે તેવા ઉપાયો યોજવા, ધાર્મિક તથા વ્યવહારિક કેળવણીને યથાશક્તિ મદદ કરવી, જૈન ધર્મની ઉન્નતિ કરવી, અરસપરસ જ્ઞાન ફેલાવવું, પરસ્પર સંપ-ઐકયતાની અભિવૃદ્ધિ કરવી, આત્મ શક્તિને પ્રફુલ્લિત કરવા ઉદ્યોગી થવું અને સામાન્ય રીતે લાભકારક થઈ પડે એવાં દરેક કામો એક સાથે મળી કરવાં.

(૨) સાત વ્યસનનો ત્યાગ કરનાર અને હંમેશાં જિનેશ્વર ભગવંતની પૂજા ભક્તિ કરનાર આ સભાનો સભાસદ થઈ શકશે.

(૩) આ શહેરનો તેમજ બહારગામનો કોઈપણ શ્રાવક આ સભામાં સભાસદ તરીકે દાખલ થઈ શકશે.

(૪) આ સભામાં દર વર્ષે રૂા. ૧૨) આપનાર સભાસદને પહેલા વર્ગના સભાસદ તરીકે, રૂા. ૯) દર વર્ષે આપનારને બીજા વર્ગના સભાસદ તરીકે અને રૂા. ૬) દર વર્ષે આપનારને ત્રીજા વર્ગના સભાસદ તરીકે ગણવામાં આવશે.

(૫) ઓછામાં ઓછા આઠ સભાસદો હાજર થવાથી મીટીંગ ભરાઈ ગણાશે અને તેમાં વધારે મત પ્રમાણે ઠરાવ કરવામાં આવશે.

(૬) પ્રમુખની ગેરહાજરીએ બીજા પ્રમુખને નિમી કામ ચલાવવામાં આવશે.

(૭) સભામાં સભાસદ તરીકે દાખલ થવા ઈચ્છનારે સભાના નિયમોની કબૂલાત મુજબનું વિનંતિપત્ર મોકલવું પડશે તે સભામાં પસાર થયા બાદ તે સભાસદ તરીકે ગણાશે.





પૂ. પ્રવર્ત્તક શ્રી કાંતિવિજયજી મહારાજ

# પ્રેરણાદાતાઓ
અને
# ઘડવૈયાઓ

સત્કાર્યની ભાવનાનાં બીજ અને કર્તવ્ય-પરાયણતાના જળસિંચનથી શુભ કાર્યનો પ્રારંભ અને વિકાસ થઈ શકે છે. શ્રી જૈન આત્માનંદ સભાની સ્થાપના અને અત્યાર સુધીની પ્રગતિ આવી ભાવના અને કર્તવ્ય-પરાયણતાને લીધે જ થઇ શકી છે.

અનેક વ્યક્તિઓ અને અનેક શક્તિઓના હાર્દિક સહકારથી આ સંસ્થાનો જન્મ થયો હતો; અને શ્રી સંઘની ઉદાર સહાય અને હાર્દિક સહકારની ભાવનાના બળે જ એક નાનો સરખો છોડ એક વિશાળ વૃક્ષ જેટલો વિકાસ સાધી શક્યો છે. આ ગૌરવકથાનું સ્મરણ કરતાં અનેક ઉપકારક વ્યક્તિઓનું પુણ્ય સ્મરણ થઇ આવે એ સ્વાભાવિક છે. સભા અને સમાજ ચિરકાળપર્યંત એ મહાનુ-ભાવોનો ઓશિંગણ રહેશે.

જે જે મુનિ મહારાજો અને અન્ય મહાનુ-ભાવોએ આ સંસ્થાની સ્થાપના માટે એના પાયારૂપે કામ કર્યું હતું, અને જેઓ નિઃસ્વાર્થ સેવા ભાવનાથી પ્રેરાઇને સંસ્થાના સાચા આધારસ્તંભ બન્યા હતા, તેઓનું નામસ્મરણ કરીને એમનો સંક્ષિપ્ત પરિચય આપતાં અમે યત્કિંચિત ઋણ મુક્તિનો આનંદ, કૃતજ્ઞતા અને કૃતકૃત્યતાની લાગણી અનુભવીએ છીએ

# પૂ. પ્રવર્ત્તક શ્રી કાંતિવિજયજી મહારાજ

પૂજ્ય શાંતમૂર્તિ પ્રવર્ત્તક શ્રી કાંતિવિજયજી મહારાજની સભા પ્રત્યે તેના સ્થાપના દિનથી અપૂર્વ કૃપાદૃષ્ટિ રહી હતી.

શ્રી પ્રવર્ત્તકજી મહારાજ જૈન સાહિત્ય પ્રત્યે અપૂર્વ પ્રેમ ધરાવતા હતા. તેઓશ્રીની સંશોધનદૃષ્ટિ પણ અનોખી હતી. તેઓશ્રીના પ્રયાસોવડે થયેલાં વડોદરા અને છાણીનાં જૈન જ્ઞાનમંદિરો સુપ્રસિદ્ધ છે. તેઓશ્રીનો પ્રાચીન હસ્તલિખિત ગ્રંથસંગ્રહ, જેમાં પૂર્વાચાર્યોના પત્રો તથા ઐતિહાસિક લેખો તેમજ જૈન ચિત્રકળા વગેરેનો સમાવેશ થાય છે તે આહ્લાદ ઉત્પન્ન કરે તેવો છે.

તેઓશ્રીએ પોતાના શિષ્યો તથા પ્રશિષ્યોના સહકારવડે લીંબડી અને પાટણના જ્ઞાનભંડારો તપાસી જ્ઞાનની સાચી ભક્તિ કરીને પ્રાચીન જૈન સાહિત્યને નવજીવન આપ્યું છે

પાટણમાં હજારો હસ્તલિખિત ગ્રંથો પટારામાં પડ્યા પડ્યા નાશ પામી રહ્યા હતા. ઉધઈઓનો ભોગ બનેલાં કેટલાંયે ગ્રંથરત્નો દર વર્ષે જળશરણ કરવામાં આવતાં હતા. આ બધાં ગ્રંથરત્નોનો સમુદ્ધાર પ્રવર્ત્તક મહારાજશ્રીએ કર્યો છે. આજે તો એ અમૂલ્ય ગ્રંથ રત્નોનો અપૂર્વ ખજાનો શ્રી હેમચંદ્રાચાર્ય જ્ઞાનમંદિરમાં શોભી રહ્યો છે.

સભાએ કરેલ પ્રાચીન સાહિત્યપ્રકાશનની શરૂઆત તેઓશ્રીની પ્રેરણાથી થઈ છે. સભાએ પ્રાચીન સાહિત્યના જે ગ્રંથો પ્રકાશિત કર્યા છે, તેમાં તેઓશ્રીનો ફાળો મુખ્ય છે.

તેઓશ્રી આ સભાના પ્રેરણામૂર્તિ હતા, અને સભાની ઉન્નતિમાં ખાસ રસ લેતા હતા. સભાએ પણ હસ્તપ્રતો તથા પ્રાચીન ગ્રંથોના સંરક્ષણ અર્થે રૂ. પચીસ હજારના ખર્ચે બંધાવેલા નવા મકાન શ્રી આત્મ–કાંતિ જ્ઞાનમંદિર સાથે તેઓશ્રીનું શુભ નામ જોડીને તથા પ્રવર્ત્તક શ્રી કાંતિવિજયજી જૈન ઐતિહાસિક ગ્રંથમાળા શરૂ કરીને તેઓશ્રીનું યત્કિંચિત ઋણ ચૂકવવાનો અને એક પ્રજ્ઞા–શીલસંપન્ન સંત પુરુષનું સ્મરણ સાચવી રાખવાનો વિનમ્ર પ્રયાસ કર્યો છે.

# પૂ. આચાર્યપ્રવર શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી

પૂજ્ય આચાર્યપ્રવર શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી પ. પૂ. ન્યાયાંભોનિધિ આચાર્યશ્રી વિજયાનંદસૂરીશ્વરજીના સમર્થ પ્રશિષ્ય હતા અને દાદાગુરુદેવનો સંદેશો ગામેગામ અને શહેરેશહેર ફેલાવવાનું કાર્ય ઉપાડી લઈને તેઓશ્રીએ ધર્મની ભારે પ્રભાવના કરી છે.

પંજાબની સુરક્ષાનો ભાર દાદાગુરુશ્રીએ તેઓશ્રી ઉપર મૂક્યો હતો. અને તે ભાર સહર્ષ ઉપાડી લઈ જીવનના છેલ્લા શ્વાસ સુધી તેઓશ્રી પંજાબના સમુદ્ધારક રહ્યા હતા.

આચાર્યપ્રવરશ્રી એક મહાન તપસ્વી અને વિદ્વાન હોવા ઉપરાંત શિક્ષણ સંસ્થાઓના

સ્થાપક, સમયના જાણકાર અને જૈન સમાજના મધ્યમ વર્ગના મહાન ઉદ્ધારક હતા. પૂજ્ય દાદાગુરુ મહારાજને પગલે પગલે ચાલી તેઓશ્રીએ ધર્મપ્રભાવના અને શાસનકલ્યાણના દીપકો સ્થળે સ્થળે પ્રગટાવ્યા છે.

એ મહાન યુગવીર આચાર્ય આ સભાના પ્રાણપ્રેરક હતા. સભાને તેઓશ્રીએ કદી વિસારી ન હતી. પ્રસંગે પ્રસંગે માર્ગદર્શન આપતા હતા, એટલું જ નહિ, પણ ઘણાં ગ્રંથરત્નો માટે મદદના ય પ્રેરક હતા. તેઓશ્રીની અસીમ કૃપા સભાપર હતી.

આચાર્ય મહારાજશ્રીએ શ્રી આત્માનંદ જન્મ શતાબ્દીના સ્મારકરૂપે સીરીઝ પ્રકાશિત કરવાનું સેવાકાર્ય આ સભાને સોંપ્યું હતું અને તે રીતે સભાના સાહિત્યપ્રકાશનના કાર્યને વેગ આપ્યો હતો તથા સભાના કાર્યની કદર કરી હતી.

સભા આ પ્રસંગે તેઓશ્રીનું પુણ્ય સ્મરણ કરી ભાવપૂર્વક વંદણા કરે છે.

# પૂ. મુનિરત્ન શ્રી ચતુરવિજયજી મહારાજ

પૂ. મુનિરત્ન શ્રી ચતુરવિજયજી મહારાજ મહાન વિદ્વાન અને પ્રાચીન ગ્રંથોના મહાન સંશોધક અને સંપાદક હતા. તેઓશ્રીના જીવન સાથે જ શાસ્ત્રોના સંશોધન અને જ્ઞાનોદ્ધારનાં કાર્યો વણાઈ ગયાં હતાં. પ્રાચીન ગ્રંથો છપાવવા તરફ તેઓશ્રીએ ધ્યાન આપ્યું તે પહેલાં તેમણે સંખ્યાબંધ શાસ્ત્રોના લખવા-લખાવવામાં અને સંશોધનમાં વર્ષો ગાળ્યાં હતાં.

પૂ મુનિરાજશ્રી પ. પૂ. પ્રવર્ત્તક શ્રી કાંતિવિજયજી મહારાજના શિષ્ય હતા અને એમણે તેઓશ્રીની પાસેથી પ્રાચીન ગ્રંથોના સંશોધન અને સંરક્ષણની તાલીમ લીધી હતી. પૂ પ્રવર્ત્તક મહારાજશ્રીએ જ્યારે જ્ઞાન ભંડારોના સાર્વત્રિક ઉદ્ધારનું કામ હાથમાં લીધું અને એ કામને સર્વાંગપૂર્ણ બનાવવા શક્ય સર્વ પ્રયત્નો શરૂ કર્યા, ત્યારે મુ. શ્રી ચતુરવિજયજી મહારાજે તેમાં બૌદ્ધિક અને શ્રમજન્ય કાર્ય પૂર્ણ તન્મયતાપૂર્વક કરીને પોતાનો અકલ્પ્ય ફાળો પોતાના ગુરુદેવને ચરણે સમર્પિત કર્યો હતો.

તેઓશ્રીએ પોતાના ગુરુદેવ પૂ. પ્રવર્ત્તક મહારાજશ્રીને પાટણનો જ્ઞાનભંડાર વ્યવસ્થિત કરવામાં પણ સંપૂર્ણ મદદ કરી હતી અને લીંબડીના શ્રી સંઘના વિશાળ જ્ઞાનભંડારની તથા વડોદરા-છાણીમાં પૂજ્ય પ્રવર્ત્તકજીએ સ્થાપન કરેલ અતિ વિશાળ જ્ઞાનભંડારોની સર્વાંગપૂર્ણ સુવ્યવસ્થા તેઓશ્રીએ એકલા હાથે કરી હતી. આ ઉપરાંત, પૂ. શાંતમૂર્તિ શ્રી હંસવિજયજી મહારાજના વડોદરામાંના વિશાળ જ્ઞાનભંડારની વ્યવસ્થામાં પણ તેઓશ્રીએ ખૂબ મદદ કરી હતી.

તેઓશ્રીએ આ સભાની શ્રી આત્માનંદ જૈન ગ્રંથરત્નમાલાના સંશોધન અને સંપાદનનું મહાન કાર્ય હાથ ધર્યું હતું. અને આ ગ્રંથરત્નમાલાની લગભગ ત્રીસ વર્ષ સુધી અપ્રમત્તભાવે સેવા કરી હતી. ખરી રીતે તેઓશ્રી આ રત્નમાલાના આત્મા જ હતા. આ માલામાં ૯૧ ગ્રંથો પ્રકાશિત થયા છે, જેમાંના ઘણાખરા તેઓશ્રીએ જ સંપાદિત કર્યા હતા.

છેલ્લામાં છેલ્લી પદ્ધતિએ ગ્રંથોનું સંશોધન, સંપાદન, પ્રકાશન કરવામાં તેઓશ્રીએ જીવનના અંતકાળ સુધી અથાક પરિશ્રમ ઉઠાવ્યો હતો. નિશીથચૂર્ણિ, કલ્પચૂર્ણિ, મલયગિરિ વ્યાકરણ, દેવભદ્રસૂરિકૃત કથા રત્નકોશ, વસુદેવ હિંડી આદિ અનેક પ્રાસાદભૂત ગ્રંથોના સંશોધન અને પ્રકાશનના મહાન મનોરથોને હૃદયમાં ધારણ કરી સ્વહસ્તે તેમની પ્રેસ કોપીઓ કરી હતી.

તેઓશ્રી દ્વારા શ્રી આત્માનંદ જૈન ગ્રંથ-રત્નમાલામાં આગમો, પ્રકરણો, ઐતિહાસિક અને ઔપદેશિક પ્રાકૃત સંસ્કૃત કથાસાહિત્ય, કાવ્ય, નાટક આદિ વિષયક જે વિવિધ સાહિત્ય પ્રકાશ પામ્યું છે, તે ઉપરથી તેઓશ્રીમાં કેટલું વિશાળ જ્ઞાન હતું અને કેટલો વિશાળ અનુભવ હતો તે સહેજે સમજી શકાય છે. અને એ જ કારણસર આ ગ્રંથરત્નમાલા દિનપ્રતિદિન દરેક દૃષ્ટિએ વિકાસ પામતી રહી છે.

સભા આ પ્રસંગે તેઓશ્રીને ભક્તિભાવપૂર્વક યાદ કરી સ્મરણાંજલિ અર્પે છે.

# જ્ઞાનતપસ્વી આગમ પ્રભાકર
# મુનિરાજશ્રી પુણ્યવિજયજી મહારાજ

આગમ પ્રભાકર પૂજ્ય મુનિરાજ શ્રી પુણ્યવિજયજી મહારાજ એક જીવનસાધક જ્ઞાનતપસ્વી છે. અને આજે ૭૨ વર્ષની ઉંમરે પણ પૂર્ણ ઉત્સાહ, પૂર્ણ એકાગ્રતા અને પૂર્ણ નિષ્ઠાપૂર્વક એમનું એ જ્ઞાનતપ ચાલી રહ્યું છે.

મહારાજશ્રીનું મૂળ વતન કપડવંજ. એમના પિતાશ્રીનું નામ ડાહ્યાભાઇ, માતુશ્રીનું નામ માણેકબેન, અને એમનું પોતાનું નામ મણિલાલ. એમનો જન્મ સં. ૧૯૫૨ ના કારતક શુદિ પાંચમ (જ્ઞાનપંચમી)ના રોજ થયો હતો. ચૌદ વર્ષ જેટલી નાની વયમાં ઉદાર, વ્યવહારદક્ષ અને સતત સાહિત્યસેવી વિદ્વાન મુનિરાજશ્રી ચતુરવિજયજી મહારાજ પાસે છાણી મુકામે સં. ૧૯૬૫ ના મહા વદિ પાંચમના રોજ દીક્ષા લીધી અને ત્યારબાદ તેઓશ્રીની પાસેથી સંસ્કારિતા અને જ્ઞાનોપાસનાનો જે વારસો મેળવ્યો તેને સવાયો કરીને શોભાવ્યો છે.

મહારાજશ્રી જૈન સાહિત્યના ઊંડા મર્મજ્ઞ વિદ્વાન છે અને આગમ સાહિત્યના અને પ્રાકૃત ભાષાના તો તેઓ નિષ્ણાત છે. સંસ્કૃત ભાષાનો એમનો અભ્યાસ પણ ખૂબ ઊંડો અને વ્યાપક છે, તેમ જ બ્રાહ્મણ સાહિત્ય અને બૌદ્ધ સાહિત્યને પણ તેઓએ પોતાના અભ્યાસના વર્તુળમાંથી અળગું નથી રાખ્યું. પ્રાચીન ગુજરાતી અને રાજસ્થાની ભાષાના પણ તેઓ જ્ઞાતા છે.

પ્રાચીન ભાષા અને સાહિત્યનું સંશોધન એ એમનો પ્રિયમાં પ્રિય વિષય છે. પ્રાચીન જૈન સાહિત્યના સંશોધનમાં તો તેઓ સિદ્ધહસ્ત વિદ્વાન છે, ગમે ત્યાંથી સત્યનો સ્વીકાર કરવા તેઓ હંમેશા તત્પર રહે છે. સત્યના સાચા શોધકને શોભતી ઐતિહાસિક અને તુલનાત્મક દૃષ્ટિએ મુનિવર્યશ્રી પુણ્યવિજયજીની વિદ્વત્તાની વિરલ વિશેષતા છે. વસુદેવ હિંડી, બૃહત્કલ્પભાષ્ય, અંગવિજ્જા જેવા અતિ કઠિન

# શાંતમૂર્તિ મુનિરાજ શ્રી હંસવિજયજી મહારાજ

પૂ. શ્રી હંસવિજયજી મહારાજ, મુનિરાજ શ્રી લક્ષ્મીવિજયજી મહારાજના શિષ્ય અને ન્યાયાંભોનિધિ શ્રીમદ્ વિજયાનંદસૂરીશ્વરજીના પ્રશિષ્ય હતા. તેઓશ્રીનો જન્મ વડોદરામાં એક સુખી સાધનસંપન્ન કુટુંબમાં થયો હતો. ગૃહસ્થાવસ્થામાં બહોળુ કુટુંબ, વૈભવ, સુખ વગેરે પુણ્યોદયથી પ્રાપ્ત થયા છતાં પૂર્વભવના ઉચ્ચ સંસ્કારથી નાની અને યુવાન અવસ્થામાં ચારિત્ર ઉદય આવ્યું અને સં. ૧૯૩૫ ની સાલમાં પ્રાતઃસ્મરણીય શ્રી આત્મારામજી મહારાજના સ્વહસ્તે વડોદરામાં એકવીસ વર્ષની ભરયુવાન વયે ચારિત્ર ગ્રહણ કર્યું હતું. દીક્ષા લીધા પછી તરત જ ગુરુભક્તિ અને જ્ઞાનાભ્યાસમાં જીવન ગાળવું શરૂ કર્યું અને આખું જીવન શુદ્ધ ચારિત્રનું પાલન કર્યું. શાંત જીવન, નિખાલસ પવિત્ર હૃદય, ઉપાધિરહિત ચિંતન, સતત અભ્યાસ અને ઉગ્ર વિહાર એ તેમની વિશિષ્ટતાઓ હતી. તેઓશ્રીને કોઇપણ પ્રકારની પદવીનો લોભ હતો નહીં. તેઓ આગમોના અઠંગ અભ્યાસી હતા તથા કવિ પણ હતા. હંસવિનોદ, શ્રી સમેતશિખર અને ગિરનાર તીર્થની પૂજાઓ, પ્રશ્નોત્તર પુષ્પમાળા, કુમાર વિહારશતક વગેરે તેઓશ્રીની કૃતિઓ મોજૂદ છે. જૈન સમાજમાં તેઓશ્રી સર્વને એકસરખા પૂજ્ય હતા.

આ સભા ઉપર પ્રથમથી જ તેઓશ્રીને પ્રેમ હતો. તેઓશ્રીનો ઉપકાર આ સભા ભૂલી શકે તેમ નથી. સભા આ પ્રસંગે તેઓશ્રીને યાદ કરી સવિનય વંદણા અર્પે છે.

# મુનિરાજ શ્રી ભક્તિવિજયજી મહારાજ

પં. શ્રી સંપતવિજયજી મહારાજનો જન્મ સં. ૧૯૨૧ મા પાટણમાં પોરવાડ જ્ઞાતિના એક કુટુંબમાં થયો હતો. પિતાનું અવસાન થતાં તેઓ સુરતમાં નોકરીએ રહ્યા હતા, જ્યાં તેમને પૂજ્ય હર્ષવિજયજી તથા પૂજ્ય હંસવિજયજી મહારાજનો પરિચય થયો હતો. પૂર્વના સંસ્કારથી તેમને દીક્ષાના અભિલાષ જાગ્યા અને માતાની પરવાનગી મહામુશ્કેલીએ મેળવી સં. ૧૯૪૨ માં માતર ( જિ. ખેડા ) મુકામે દીક્ષા લીધી. સં. ૧૯૬૧ માં પાલીતાણામાં આચાર્ય શ્રીમદ્ વિજયકમળસૂરિજીએ તેમને પંન્યાસ પદવી આપી હતી.

પં. શ્રી સંપતવિજયજી મહારાજે શ્રી હંસવિજયજી મહારાજ સાથે ગુજરાત, કાઠિયાવાડ, મારવાડ, મેવાડ, માળવા, કચ્છ, પંજાબ, બંગાળ વગેરે પ્રદેશોમાં વિહાર કરી ઉપદેશ આપેલ છે, અને એકાવન વર્ષના ચારિત્ર્ય દરમ્યાન ગુરુથી જરાપણ વિખૂટા પડ્યા સિવાય સતત ગુરુભક્તિ કરી છે. તેઓશ્રીએ ગુરુભક્તિને જ આદર્શરૂપ માની ગુરુની કીર્તિમાં જ પોતાની કીર્તિ માની લીધી હતી. તેઓશ્રીની ગુરુભક્તિ અજોડ હતી. આચાર્ય શ્રીમદ્ વિજયવલ્લભસૂરિજીએ પણ ગુરુભક્તિ માટે એમની મુક્ત કંઠે પ્રશંસા કરી હતી.

આ સભા ઉપર તેઓશ્રીને ખૂબ પ્રેમ અને લાગણી હતાં આજે સભા તેઓશ્રીને યાદ કરી વંદનાંજલિ અર્પે છે.



મુનિરાજ શ્રી હંસવિજયજી મહારાજ



પં શ્રી સંપતવિજયજી મહારાજ



મુનિરાજ શ્રી ભક્તિવિજયજી મહારાજ

# પં. શ્રી સંપતવિજયજી મહારાજ

મુનિરાજ શ્રી ભક્તિવિજયજી મહારાજ પ્રવર્ત્તક શ્રી કાંતિવિજયજી મહારાજના શિષ્ય હતા. શ્રુતજ્ઞાનની ભક્તિ એ તેમનો પ્રિય વ્યવસાય હતો. હસ્તલિખિત મહામૂલા પ્રાચીન સાહિત્ય ગ્રંથોનો અપૂર્વ સંગ્રહ તેઓશ્રીએ કર્યો હતો અને આ સભાને સાચવવા આપ્યો હતો.

આ અમૂલ્ય સંગ્રહ બરાબર સુરક્ષિત રહે અને તેનો સદુપયોગ થતો રહે એ હેતુથી તેઓશ્રીના શિષ્ય મુનિશ્રી જશવિજયજી મહારાજે સં. ૧૯૯૪ માં આ સભાને અર્પણ કર્યો હતો. આ સંગ્રહમાં ૧૩૨૫ હસ્તલિખિત પ્રતો છે અને આ સભાના સાહિત્ય સંગ્રહમાં તેનું અતિ ગૌરવભર્યું સ્થાન છે.

સભા આ ગુરુ-શિષ્યને ભાવપૂર્વક વંદન કરે છે.



# ઘડવૈયાઓ અને મુખ્ય કાર્યકરો

## શ્રી મૂળચંદભાઈ નથુભાઈ વકીલ

(પ્રમુખ : સં. ૧૯૫૨–૧૯૬૧)

**આ** સભાના આદ્ય સ્થાપક અને પુરુષાર્થની સાક્ષાત પ્રતિમા જેવા શ્રી મૂળચંદ નથુભાઈ વકીલ ગુરુદેવ શ્રી આત્મારામજી મહારાજના સમાગમમાં આવ્યા હતા અને તેઓશ્રીના ભક્ત બન્યા હતા. ગુરુદેવના સ્વર્ગવાસથી તેમને અત્યંત આઘાત થયો હતો. એટલે તેઓશ્રીની સ્મૃતિ કાયમ રાખવા પોતાના યુવાન મિત્રોની સાથે તેમણે આ સભાની સ્થાપના કરી હતી.

તે પોતે વકીલ હતા, પણ સાથે સાથે જૈન દર્શનના અભ્યાસી અને ધર્મ પ્રત્યે શ્રદ્ધાવાળા હતા. તેમને જૈન સાહિત્યના પ્રચારની ધગશ હતી એટલે તેમણે સભાના વિકાસમાં સારો એવો ફાળો આપ્યો છે. શ્રી આત્માનંદ પ્રકાશના પ્રકાશનમાં અને સંચાલનમાં પણ તેમનો ફાળો મુખ્ય હતો.

શ્રી મૂળચંદભાઈ સારા વક્તા પણ હતા. શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સની સ્થાપનામાં તેમણે સારો શ્રમ લીધો હતો. એ સમયના જૈન સમાજના વિદ્વાનોમાં તેઓ ઉચ્ચ સ્થાન ધરાવતા હતા. તેમની ધર્મનિષ્ઠા, ગુરુભક્તિ, શાસનસેવા, ઉચ્ચ ચારિત્ર અને જ્ઞાનપ્રચાર માટેની દીર્ઘદષ્ટિ ચિરસ્મરણીય રહેશે.

શ્રી ગુરુદેવના જૈન તત્ત્વાદર્શ ગ્રંથનું હિંદીમાંથી ગુજરાતીમાં ભાષાંતર તેમણે કર્યું હતું. આ ઉપરાંત પ્રતિમાશતક, ભદ્રબાહુસંહિતા, પૂજાસંગ્રહના ચાર ભાગ, શ્રી આનંદઘનજી બહોંતરીના અર્થ, શ્રેણિકચરિત્ર, પ્રદ્યુમ્ન ચરિત્ર, સામાયિક અને બે પ્રતિક્રમણના અર્થ વગેરે પુસ્તકો તેમણે સંપાદિત કર્યાં હતાં. પૂજા ભણાવવામાં તેઓ સંગીતકુશળ હતા.

તેમના ભાઈ શ્રી હરિચંદ લંડનમાં બેરીસ્ટરની પરીક્ષા પાસ કર્યા પછી તરત જ સં. ૧૯૫૬માં પેરિસમાં અવસાન પામ્યા. તેમના આ અકાળે થયેલા દુઃખદ મૃત્યુનો સખ્ત આઘાત શ્રી મૂળચંદભાઈને તથા ભાવનગરના શ્રી જૈન સંઘને લાગ્યો. આ અત્યંત શોકજનક બનાવ ભુલાય તે પહેલાં શ્રી મૂળચંદભાઈ પ્લેગમાં સપડાઈ ગયા અને સં. ૧૯૬૧ના વૈશાખ વદિ ત્રીજ રવિવાર તા. ૨૧–૫–૧૯૦૫ના રોજ નમસ્કારમંત્રનો જાપ કરતાં કરતાં સ્વર્ગવાસી થયા.

શ્રી મૂળચંદભાઈના સ્વર્ગવાસથી સભાને તેમના જેવા બાહોશ ઘડવૈયાની કદી ન પુરાય તેવી મોટી ખોટ પડી. જૈન સમાજે પણ એક કુશળ સેવાભાવી કાર્યકર ગુમાવ્યો.

શ્રી મૂળચંદભાઇ સભાના પ્રથમ પ્રમુખ હતા. તેમણે સભાના સ્થાપના દિનથી પોતાના અંતકાળ સુધીના નવ વર્ષમાં આ સભાના ઉત્કર્ષમાં ખૂબ રસ લીધો હતો. સભાની તેમ જ સભા દ્વારા જૈન સમાજની તેમણે અવિસ્મરણીય સેવા કરી હતી. તેમણે સભા દ્વારા જે સાહિત્યદીપ પ્રગટાવ્યો હતો, તેને ઝળહળતો રાખવાની જવાબદારી સાથીઓને માથે મૂકીને તે મહારથી તો ચાલ્યા ગયા, પરંતુ સદ્ભાગ્યે તેમણે પ્રગટાવેલો દીપ પ્રજ્વલિત રાખવાનું કામ સાથીઓએ ઉપાડી લીધું, અને તે આજ સુધી ચાલુ રહ્યું છે, જે આ સભા માટે આનંદ અને ગૌરવનો વિષય છે.

તેમના સ્વર્ગવાસ પછી તેમના પુણ્ય સ્મરણાર્થે સભા અને સ્નેહીજનોએ એક ફંડ એકઠું કર્યું. આ ફંડના વ્યાજમાંથી ભાવનગરના અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને પુસ્તકો કે સ્કોલરશિપ રૂપે મદદ આપવાનું ઠરાવવામાં આવ્યું છે.

શ્રી મૂળચંદભાઈની સ્મૃતિરૂપે સભાના હોલમાં તેમનું તૈલચિત્ર મુકવામાં આવ્યું છે. તે તેમની ધર્મનિષ્ઠા, કર્તવ્યપરાયણતા, અભ્યાસશીલતા અને ભગીરથ પુરુષાર્થનો ભવ્ય સંદેશ સૌને આપી રહ્યું છે.

સભા તેમનું સ્મરણ કરી તેમને અંજલિ અર્પે છે.

## શ્રી વીરચંદ રાઘવજી ગાંધી

(પ્રમુખ : સં. ૧૯૫૨–૧૯૫૭)

શ્રી વીરચંદ રાઘવજી ગાંધીનો જન્મ સૌરાષ્ટ્રમાં મહુવા ગામે સં. ૧૯૨૦ના શ્રાવણ વદિ નોમ ગુરૂવાર તા. ૨૪–૮–૧૮૬૪ ના રોજ થયો હતો. તેમણે પ્રાથમિક અભ્યાસ મહુવામાં પૂરો કરી ભાવનગરની આલ્ફ્રેડ હાઈસ્કૂલમાંથી પહેલે નંબરે મુંબઇ યુનિવર્સિટીની મેટ્રીકની પરીક્ષા પાસ કરી હતી અને ત્યારબાદ મુંબઈ જઇ એલ્ફિન્સ્ટન કૉલેજમાં ઉચ્ચ અભ્યાસ કરી બી.એ.ની ડીગ્રી વીસ વર્ષની ઉંમરે સારા ગુણ મેળવી પ્રાપ્ત કરી હતી. તે બુદ્ધિશાળી, સેવાભાવી અને સૌમ્ય સ્વભાવના હતા. વળી જૈન દર્શનના ઊંડા અભ્યાસી પણ હતા. જૈન ધર્મ પ્રત્યેની તેમની નિષ્ઠા અપૂર્વ હતી. ધર્મના રક્ષણ અને પ્રચાર અર્થે સર્વસ્વ કરી છૂટવાની તેમની તમન્ના પણ અદ્વિતીય હતી.

શાસનશિરોમણિ આચાર્યશ્રી આત્મારામજી મહારાજને અમેરિકાના શિકાગો શહેરમાં ઈ. સ. ૧૮૯૩માં ભરાનાર વિશ્વધર્મ પરિષદમાં ભાગ લેવાનું નિમંત્રણ મળ્યું. ત્યારે તેઓશ્રી તો જૈન સાધુના આચાર પ્રમાણે જઈ શકે તેમ ન હતા, પરંતુ શ્રી વીરચંદભાઈને પોતાના પ્રતિનિધિ તરીકે મોકલવા તેઓશ્રીએ વિચાર્યું, એટલે તેમણે આચાર્યશ્રી પાસે રહી ધર્મ, દર્શન, યોગ વગેરેનો ઊંડો અભ્યાસ કરી લીધો. આ સમયે તેમની વય માત્ર ઓગણત્રીસ વર્ષની હતી. આટલી નાની વયે પણ જૈન સમાજને મુંઝવતા શત્રુંજયગિરિ ઉપરના મૂંડકાવેરાનો પ્રશ્ન તથા સંમેતશિખરજીની પવિત્રતા જાળવવાનો પ્રશ્ન એ બંનેનો તેમણે જૈન સમાજની લાગણી સંતોષાય તે રીતે ઉકેલ લાવવામાં સારી મહેનત કરી હતી

અને તેથી જૈન સમાજમાં સારી ખ્યાતિ મેળવી હતી.

વિશ્વધર્મ પરિષદ ઈ. સ. ૧૮૯૩ ના સપ્ટેમ્બરની અગિયારમી તારીખે શરૂ થઈ અને સત્તાવીસમી તારીખે પૂર્ણ થઇ. આ દરમિયાન પ્રસંગો મળતાં જૈન ધર્મ વિષે પરિષદમાં અને બહાર તેઓએ વિદ્વતાપૂર્ણ અને સરસ, મોહક, વકતૃત્વભરી ભાષામાં પ્રવચનો કર્યાં. આ પ્રવચનોની અસર પ્રતિનિધિઓ ઉપર તેમ જ અમેરિકાની સામાન્ય જનતા ઉપર સુંદર પડી. તેમણે પરિષદ પૂર્ણ થયા પછી પણ અમેરિકામાં બે વર્ષ ગાળ્યાં. આ સમય દરમિયાન તેમણે ત્યાં લગભગ પાંચસો ઉપરાંત ભાષણો આપ્યાં અને કેટલાંક સ્થળોએ અભ્યાસવર્ગો પણ શરૂ કર્યા. તેમના ઉપદેશથી ઘણાંએ માંસાહાર છોડ્યો. અમેરિકામાં પ્રચાર કર્યા બાદ તેઓ ઈંગ્લાંડ, ફ્રાંસ, જર્મની વગેરે યુરોપના દેશોમાં જૈન ધર્મનો પ્રચાર કરી ઈ. સ. ૧૮૯૬ માં હિંદુસ્તાનમાં પાછા ફર્યા.

આ પછી થોડા જ સમયમાં તેઓ જ્યારે મહુવામાં હતા ત્યારે પરમ પૂજ્ય ગુરુદેવ આચાર્યશ્રી આત્મારામજી મહારાજ કાળધર્મ પામ્યા. આ અત્યંત શોકજનક સમાચાર સાંભળી તેમને સખ્ત આઘાત લાગ્યો, અને શ્રી મૂળચંદભાઇએ બોલાવેલી શોકસભામાં ભાગ લેવા મહુવાથી ભાવનગર આવ્યા. આ સભામાં પૂજ્ય ગુરુદેવની સ્મૃતિ ચાલુ રાખવા શ્રી જૈન આત્માનંદ સભા સ્થાપવાનો નિર્ણય લેવાયો, તેમાં તેમણે પૂરેપૂરો સાથ આપ્યો. એટલું જ નહીં, પણ શ્રી મૂળચંદભાઈના સાથમાં સભાનું પ્રમુખપદ સ્વીકાર્યું.

સભા તેમની દોરવણી નીચે વિકાસ સાધતી હતી તેવામાં દુર્ભાગ્યે સં. ૧૯૫૭ માં નાની ઉંમરે તેઓ સ્વર્ગવાસી થયા. તેમના જવાથી સભાને તો જબ્બર ખોટ પડી પરંતુ જૈન સમાજે પણ એક સમર્થ અને આશાસ્પદ અગ્રણી કાર્યકર ગુમાવ્યો.

સભા તેમનું સ્મરણ કરી તેમને અંજલિ અર્પે છે.

## શ્રી મગનલાલ ઓધવજી શાહ

(સેક્રેટરી : સં. ૧૯૫૨-૧૯૬૧. પ્રમુખ : સં. ૧૯૬૧-૧૯૮૪)

શ્રી મગનલાલભાઈનો જન્મ સં. ૧૯૧૪ના મહા વદિ ૪ મંગળવાર તા. ૨-૨-૧૮૫૮ના રોજ દેવજી ગુંજા નામથી ઓળખાતા કુટુંબમાં વીશાશ્રીમાળી જૈન વણિક જ્ઞાતિમાં થયો હતો. સં. ૧૯૩૬ની સાલમાં તેમણે મેટ્રીકયુલેશનની પરીક્ષા પાસ કરી હતી. તે સમયમાં આટલું અંગ્રેજી શિક્ષણ ઘણું જ વિશેષ ગણાતું હતું. ત્યાર પછી અભ્યાસ છોડી ભાવનગર ગોંડળ રેલ્વેમાં સ્ટોરકીપરની ઓફીસમાં નોકરીમાં દાખલ થયા. તે ઓફીસમાં ૩૭ વર્ષ સુધી એક નિષ્ઠાથી નોકરી કરી, છેવટમાં સ્ટોરકીપરનો હોદ્દો ભોગવી, ઉંમર લાયક થતાં નોકરીમાંથી નિવૃત્ત થયા હતા.

સં. ૧૯૫૨ના જેઠ માસમાં પ્રાતઃસ્મરણીય ગુરુમહારાજ શ્રી આત્મારામજી મહારાજનો સ્વર્ગવાસ થતાં તેમના ભક્તો શ્રી મગનલાલભાઇ તથા વકીલ મૂળચંદભાઈ વગેરેએ આ સભાનું સ્થાપન ગુરુભક્તિ નિમિત્તે તરત જ



શ્રી વલ્લભદાસ ત્રિભુવનદાસ ગાંધી

કર્યું હતું, અને શ્રી મગનલાલભાઈએ સેક્રેટરી-પદ તથા શ્રી મૂળચંદભાઈએ પ્રમુખપદ સ્વીકાર્યું હતું. સં. ૧૯૬૧ના ચૈત્ર માસમાં પ્રમુખશ્રી મૂળચંદભાઈનો સ્વર્ગવાસ થતાં તરત વૈશાખ માસમાં શ્રી મગનલાલભાઈ સભાના પ્રમુખ નિમાયા હતા અને પચીશ વર્ષ એટલે કે જીવનના અંત સુધી તે પદ ઉપર રહી સભાની તન, મન અને ધનથી સેવા અને ગુરુભક્તિ કરી હતી. આ સમય દરમિયાન સભા ઉપર અંદર અને બહારની કેટલીક મુશ્કેલીઓ, આઘાત-પ્રત્યાઘાતો અને પ્રતિકૂલતાના પ્રસંગો આવેલા, પણ તે વખતે શ્રી મગનલાલભાઈએ અડગપણે મક્કમ રહી શાંતિ જાળવી હતી અને આ પ્રસંગોને વટાવી પોતાની શક્તિનો, શાંતિનો અને અનુભવનો સદુપયોગ કરી સભાની જવાબદારી સંભાળેલ હતી.

શ્રી મગનલાલભાઈ સ્વભાવે સરલ, સાદા, મિલનસાર, શાંત અને દેવ, ગુરુ, ધર્મમાં શ્રદ્ધાવાન તથા વ્યવહારકુશળ હતા.

પ્રથમ પ્રમુખ શ્રી મૂળચંદભાઈએ સભારૂપી વાવેલું બીજ શ્રી મગનલાલભાઈના પ્રમુખપણા નીચેના સમયમાં વૃક્ષરૂપે વિકસ્યું. પોતે ગુરુભક્ત હોવાથી પ્રાતઃસ્મરણીય મૂળચંદજી મહારાજની પાદુકાની પ્રતિષ્ઠા અહીંની દાદા સાહેબની વાડીમાં શ્રી જિનાલયમાં કરી હતી. એટલું જ નહિ, પરંતુ તે તિથિ માગશર વદિ ૬ના રોજ કાયમ દેવભક્તિ કરવા પૂજા ભણાવવા માટે એક રકમ સુપ્રત કરી હતી, જેના વ્યાજમાંથી દર વર્ષે પૂજા ભણાવવામાં આવે છે.

શ્રી મગનલાલભાઈ સાહિત્યના વાંચનના પણ ઘણા જ શોખીન હતા. સાહિત્યપ્રચારમાં પણ તેમને રસ હતો. તેમણે પોતાના નામથી એક સીરીઝ શરૂ કરવા સભાને રૂ. એક હજાર આપ્યા હતા અને સભાએ પ્રથમ ગ્રંથ તરીકે 'ધર્મબિંદુ' પ્રગટ કરેલ છે.

શ્રી મગનલાલભાઈના સ્વર્ગવાસથી સભાને વ્યવહારકુશળ પ્રમુખની ખોટ પડી હતી.

સભા આ પ્રસંગે તેમનું સ્મરણ કરી તેમને શ્રદ્ધાંજલિ અર્પે છે.

## શેઠ શ્રી ગુલાબચંદ આણંદજી

**( ઉપપ્રમુખ : સં. ૧૯૬૨-૧૯૮૪; પ્રમુખ : સં. ૧૯૮૪-૨૦૧૪ )**

શ્રી ગુલાબચંદભાઈ ભાવનગરના એક નરરત્ન હતા. આ સભાના જન્મકાળથી તેઓ તેમાં જોડાયા હતા, સભાના નાના-મોટા દરેક કાર્યમાં તેઓ માર્ગદર્શક હતા અને સભાના વિકાસ તથા ઉત્કર્ષમાં ખૂબ રસ લેતા હતા.

તેમની સેવાઓની કદર કરી સં ૧૯૬૨માં તેમને ઉપ-પ્રમુખપદે નીમવામાં આવ્યા. સં. ૧૯૮૪ માં પ્રમુખશ્રી મગનલાલ ઓધવજી સ્વર્ગવાસી થતાં શ્રી ગુલાબચંદભાઈને પ્રમુખ બનાવવામાં આવ્યા. અને સં. ૨૦૧૪ સુધી એટલે કે જીવનના અંત સુધી તેમણે પ્રમુખપદ સંભાળ્યું. આમ ઘણા લાંબા સમય સુધી તેમણે સભાના સંચાલનની જવાબદારી સંભાળી હતી. સભાને પગભર કરવામાં અને તેનું વહીવટીતંત્ર વ્યવસ્થિત ચલાવવામાં તેમણે જીવનના અંતિમ દિન સુધી અવિરત

કાર્ય કર્યું હતું. સભાના ઉત્કર્ષમાં સૌને રસ લેતા રાખવા તેઓ પ્રેરણામૂર્તિ હતા.

સભાના સેક્રેટરી શ્રી વલ્લભદાસભાઈએ સાહિત્યપ્રકાશન માટે જેમ ભેખ લીધો હતો, તેમ સભાને સમૃદ્ધ અને તેના વહીવટીતંત્રને કાર્યક્ષમ બનાવવા શ્રી ગુલાબચંદભાઈએ પણ જીવનભર ધગશ અને ભાવનાપૂર્વક સેવાકાર્ય કર્યું હતું.

શેઠશ્રી આણંદજી પરશોત્તમનું કુટુંબ એવું ભાગ્યશાળી છે કે તેણે ભાવનગરને અને જૈન સમાજને ધર્મનિષ્ઠ, સેવાનિષ્ઠ, વિદ્વાન, કાર્યદક્ષ અને નવીન ક્રાંતિકારી વિચારક મહા પુરુષો આપ્યા છે. શ્રી કુંવરજીભાઈએ જીવનભર જ્ઞાનોપાસના કરી, અને શ્રી જૈન ધર્મ પ્રસારક સભાના આત્મા બની જ્ઞાનગંગા વહેવડાવી; શ્રી ગિરધરભાઈએ જૈન સંઘની અનુપમ સેવા કરી; શ્રી મોતીચંદભાઈ પ્રખર વિદ્વાન, લેખક, વિચારક અને સેવાનિષ્ઠ હતા મુંબઈના મહાવીર જૈન વિદ્યાલયના તેઓ પ્રાણ હતા; શ્રી ગુલાબચંદભાઈ કાર્યદક્ષ વહીવટકર્તા હતા, શ્રી પરમાણંદભાઈ નવા નવા વિચારોના સર્જક ક્રાંતદર્શી છે. શ્રી મનુભાઈ ગુલાબચંદ કેળવણીના ક્ષેત્રમા રસ લઈ પાલીતાણા યશોવિજય જૈન ગુરુકુળ તથા શ્રી મહાવીર જૈન વિદ્યાલયમા સેવા આપી રહેલ છે

શ્રી ગુલાબચંદભાઈએ સભાને પોતાનું જીવન અર્પણ કર્યું હતું. છતાં તેમની કાર્ય કુશળતા અને વ્યવહારદક્ષતાનો લાભ બીજી સંસ્થાઓને પણ મળતો રહેતો હતો. શ્રી જૈન ધર્મ પ્રસારક સભા, જૈન બોર્ડિંગ, જૈન ભોજનશાળા, ઉજમબાઈ કન્યાશાળા, યશોવિજયજી જૈન ગુરુકુળ (પાલીતાણા), શેઠ આણંદજી કલ્યાણજી (અમદાવાદ)ની પેઢીની સ્થાનિક પ્રતિનિધિ સભામાં તેમજ ભાવનગર શ્રી જૈન સંઘ વગેરે જૈન સંસ્થા ઓમા તેમણે સમયે સમયે પોતાની સેવાઓ આપેલ હતી.

તેમનું જાહેર જીવન પણ સેવાભર્યું હતું. તેઓ ઓનરરી માજીસ્ટ્રેટ હતા. તખ્તસિંહજી ધર્મશાળા, પટ્ટણી પદારોહણ ફંડ, રેડક્રોસ સોસાઈટી, કૃષ્ણકુમાર અંધ ઉદ્યોગશાળા તેમ જ ભાવનગર વિધાનસભા વગેરે ઘણી સંસ્થાઓમાં તેમણે નોંધપાત્ર સેવા બજાવીને ભાવનગરના એક અગ્રગણ્ય પ્રજાજન તરીકે સારી પ્રતિષ્ઠા મેળવી હતી.

શ્રી ગુલાબચંદભાઈ સં. ૨૦૧૪ના ફાગણ શુદિ તેરસ સોમવાર તા. ૪-૩-૧૯૫૮ ના રોજ સ્વર્ગવાસી થયા. તેમના અવસાનથી સભાને કદી ન પૂરાય તેવી ખોટ પડી. તેમણે કરેલી અનુપમ સેવાઓની સ્મૃતિ અર્થે તેમના મિત્રો અને સહકાર્યકરોએ એક તૈલચિત્ર તૈયાર કરાવ્યું અને સભાના હૉલમાં તેની અનાવરણ વિધિ સં. ૨૦૧૯ ના માગશર વદિ ૫ રવિવાર તા. ૧૬-૧૨-૧૯૬૨ ના રોજ શેઠશ્રી ચંદુલાલ વર્ધમાનના પ્રમુખપદે એક જાહેર મેળાવડો યોજી તેમના કુટુંબ સાથે ઘનિષ્ઠ સંબંધ ધરાવનાર શ્રી ચંદુલાલ ટી શાહના વરદહસ્તે કરાવવામાં આવી હતી. આ તૈલચિત્ર સભાના કાર્યકરોને અને સભ્યોને હંમેશ માટે પ્રેરણા આપતું રહેશે.

સભા તેમનુ સ્મરણ કરી તેમને અંજલિ અર્પે છે.

# શેઠશ્રી નાનચંદ કુંવરજી સંઘવી

(ઉપપ્રમુખ: સં. ૧૯૮૪-૧૯૯૫)

શેઠશ્રી નાનચંદભાઈ શહેર ભાવનગરની જૈન કોમમાં ઉત્સાહી કાર્યકર હતા. તેઓ આ સભાના ઉપપ્રમુખ હોવા ઉપરાંત અત્રેની ધી કટલેરી એસોસીએશનના પ્રમુખ અને શ્રી સંઘની શેઠ ડોસાભાઈ અભેચંદની પેઢી, શ્રી ગોડીજી પાર્શ્વનાથની પેઢી, શ્રી વર્ધમાન તપ આયંબિલ ખાતું, જૈન ભોજનશાળા, પાંજરાપોળ અને શ્રી લાભશ્રીજી શ્રાવિકાશાળા વગેરે સંસ્થાઓના સેક્રેટરી અને વીશાશ્રીમાળી ઘોઘારી જ્ઞાતિના શેઠ હતા. આ ઉપરાંત બીજી પણ સંસ્થાઓમાં તેમની સેવાઓનો ઓછો વધતો હીસ્સો હતો.

ભાવનગરના શ્રી જૈન સંઘમાં તેઓ શાંતિની સાંકળરૂપ હતા. તેમની મિલનસાર અને શાંત પ્રકૃતિનો એવો પ્રભાવ હતો કે જ્ઞાતિના કજિયામાં કે સંઘના કાર્યોમાં થતા મતભેદમાં બંને પક્ષોને સમજાવી સાચા રસ્તા ઉપર લાવવામાં તેઓ સફળતા મેળવી શકતા.

તેમનો જન્મ સં. ૧૯૨૯માં થયો હતો. સડસઠ વર્ષનું આયુષ્ય ભોગવી વિ. સં. ૧૯૯૬માં તેઓ સ્વર્ગવાસી થયા. તેમના અવસાનથી સભાને એક ઉત્સાહી કાર્યકરની ખોટ પડી હતી.

સભા આ પ્રસંગે તેમને યાદ કરી સ્મરણાંજલિ અર્પે છે.

# શ્રી દામોદરદાસ દીયાળજી દોશી

(ઉપપ્રમુખ: સં. ૧૯૮૪-૨૦૦૧)

શેઠશ્રી દામોદરદાસ દીયાળજી દોશી આ સભાની સ્થાપના થઈ ત્યારથી એના સભ્ય હતા, અને સભાના દરેક કાર્યમાં રસ લેતા. તેઓ વ્યવહારકુશળ, અનુભવી અને ખાસ લાગણી ધરાવનાર સભ્ય હોવાથી સભાના ઉપપ્રમુખ તરીકે તેમને નિમવામાં આવ્યા હતા અને તે પદે સં. ૧૯૮૪ થી સં. ૨૦૦૧ સુધી રહી તેમણે સભાની સારી સેવા બજાવેલ.

તેઓ પ્રાતઃસ્મરણીય ગુરુદેવ આત્મારામજી મહારાજના સંપર્કમાં આવ્યા હતા. તેઓ ધર્મનિષ્ઠ અને સ્વભાવે મિલનસાર હતા. તેમના સ્વર્ગવાસથી સભાને અનુભવી અને સલાહકાર વડિલની ખોટ પડી હતી.

આ પ્રસંગે તેમને યાદ કરી સભા સ્મરણાંજલિ અર્પે છે.

# દોશી નાનચંદ બેચરદાસ

(સેક્રેટરી: ૧૯૫૨-૧૯૬૨)

શ્રી નાનચંદભાઈનો જન્મ એક શિક્ષણપ્રેમી કુટુંબમાં થયો હતો. અને તેઓ એક બાહોશ અને લોકપ્રિય કેળવણીકાર તરીકે સારી ખ્યાતિ પ્રાપ્ત કરી શક્યા હતા.

ભાવનગર રાજ્યમાં આલ્ફ્રેડ હાઈસ્કૂલમાં બાવીશ વરસ સુધી પ્રથમ મદદનીશ શિક્ષક તરીકે તેઓશ્રીએ સફળતાપૂર્વક કાર્ય કર્યું. દરમિયાન શિક્ષણાધિકારી શ્રી મણિશંકર રતનજી ભટ્ટ તથા શ્રી કૌશિકરામ વિઘ્નહરરામ મહેતાની સાથે રહીને આલ્ફ્રેડ હાઈસ્કૂલના આચાર્ય તરીકે તેઓશ્રીએ સફળ કામગિરિ બજાવી હતી. અને છેલ્લા નવ વરસ સુધી તેઓશ્રીની એજ્યુકશન ઈન્સ્પેકટર તરીકે રાજ્યે નિમણુંક કરી હતી. અને તેમાં તેઓશ્રીને સારી સફળતા મળી હતી.

પ્રમાણિક, મિલનસાર અને સરળ સ્વભાવના અધિકારી તરીકે તેઓશ્રીની સુવાસ રાજ્યમાં સારી રીતે ફેલાઈ હતી.

સમાજસેવાના કાર્યમાં પણ તેઓશ્રી હંમેશા તત્પર રહેતા. શિક્ષણ અને સાહિત્યનાં કાર્યમાં તેઓશ્રીને સારો રસ હોવાથી, આ સભામાં તેઓશ્રી જોડાયા હતા અને સભાના સેક્રેટરી તરીકેની તેઓશ્રીની સેવા, સભાને મજબૂત કરવામાં ખૂબ ઉપયોગી નીવડી હતી.

આજે સભા તેઓશ્રીને યાદ કરી, તેમને અંજલિ અર્પે છે.

## શેઠ શ્રી જુઠાભાઇ સાકરચંદ વોરા

**( સેક્રેટરી : સં. ૧૯૬૧-૬૨ )**

શેઠ શ્રી જુઠાભાઇ વોરા આ સભાના આજીવન સભ્ય હતા. અને સભાના આરંભ કાળમાં સભાને પગભર કરવામાં તેમણે ઘણો ભોગ આપ્યો છે.

તેમનું જાહેરજીવન મૂળથી જ પ્રતિભાશાળી અને વીરત્વભર્યું હતું. યુવક વર્ગના નેતા તરીકે તેમના જાહેરજીવનની શરૂઆત થઇ. નીડરતાથી તેઓ સામાજિક અને ધાર્મિક પ્રશ્ન હાથ ધરતા, મક્કમપણે તે માટે ઝઝૂમતા અને તે કાર્ય પાર પાડતા.

આ સભા ઉપરાંત જૈન પ્રબોધક સભા, જૈન યુવક મંડળ આદિ સંસ્થાઓમાં તેમણે પ્રાણ પૂર્યા હતા.

શ્રી જૈન સંઘના પ્રથમ સેક્રેટરી અને પાછળથી પ્રમુખ તરીકેની તેમની સેવાઓ એટલી જ નોંધપાત્ર હતી. ભાવનગરના ગૌરવને છાજે તે રીતે વર્ષો સુધી તેમણે એકલા હાથે ખાહોશીથી શ્રી સંઘનો વહીવટ ચલાવ્યો હતો, દીર્ઘદૃષ્ટિ અને નીડરતાથી ઘણા પ્રશ્નો ઉકેલ્યા હતા અને કાર્યદક્ષતાથી શ્રી ભાવનગર જૈન સંઘનુ ગૌરવ વધાર્યું હતું.

સંઘની એકવાક્યતા હંમેશાં જળવાઈ રહે અને તેનું ગૌરવ એટલું જ પ્રતિભાસંપન્ન રહે તે માટે તેઓ સતત કાળજી રાખતા. આજે સંઘની ઐકયતા જળવાઇ રહી છે અને તેનું કાર્ય વ્યવસ્થિત ચાલી રહ્યુ છે તેમાં તેમનો ફાળો ખાસ નોંધપાત્ર છે.

એક પ્રજાજન તરીકે પણ તેઓ એટલાજ સુવિખ્યાત હતા. પ્રજાકીય કટોકટીના સમયે તેમણે તેની સામે જીવના જોખમે ઝઝૂમી જનતાને સત્ય અને નીડરતાનો પાઠ શીખવ્યો હતો. ભાવનગરની ઘણી જાહેર સંસ્થાઓમાં અને પ્રસંગોમાં તેમણે આપેલી સેવા નોંધનીય હતી.

શ્રીયુત જુઠાભાઈ વોરા એક પ્રતિભાશાળી વ્યક્તિ હતા. અનોખું વ્યક્તિત્વ ધરાવતો તેમનો પ્રચંડ દેહ, પ્રતિભાશાળી મુખમુદ્રા અને ધીર-ગંભીર કાર્યશૈલીથી તેઓ અનોખી પ્રભા પાથરતા. તેમના અવસાનથી આ સભાને એક કાર્યદક્ષ સેવાભાવી સભ્યની ખોટ પડી હતી.

સભા આ પ્રસંગે તેમને યાદ કરી અંજલિ અર્પે છે.

## શેઠ શ્રી દામોદરદાસ હરજીવનદાસ

(સેક્રેટરી : સં. ૧૯૬૨-૬૮)

શાહ દામોદરદાસ હરજીવનદાસ ભાવનગર જૈન સંઘના અગ્રગણ્ય અને રૂના પ્રતિષ્ઠિત વેપારી હતા. તેઓ સરલ હૃદયના શ્રદ્ધાવાન પુરુષ અને સ્પષ્ટ વક્તા હતા. પરમાત્માની ભક્તિમાં પૂજા ભણાવી ખૂબ રસ લેતા. આ સભા સ્થાપન થઈ ત્યારથી તેમાં સભ્ય તરીકે જોડાયા હતા અને સં. ૧૯૬૨ થી સં. ૧૯૬૮ સુધી સેક્રેટરી પદે રહી સભાની સારી સેવા બજાવી હતી. ત્યારબાદ પણ સં. ૧૯૯૭ ના માગશર વદિ ૧૧ બુધવાર તા. ૨૫-૧૨-૧૯૪૦ ના રોજ તેમનું અવસાન થતાં સુધી તેમણે સભાના કામકાજમાં રસ લેવાનું ચાલુ રાખ્યું હતું. આ પ્રસંગે સભા તેમને યાદ કરી તેમના તેમની સેવાઓને અંજલિ આપે છે.

## શ્રી ભગવાનલાલ કરશનજી

(સેક્રેટરી : ૧૯૬૨-૧૯૬૮)

ભાવનગરના એક સંસ્કારપ્રેમી શ્રદ્ધાવાન કુટુંબના તેઓશ્રી નબીરા હતા. એક પ્રતિષ્ઠિત વેપારી તરીકે તેઓ અગ્રગણ્ય હતા. તેમ તેઓ એક સેવાભાવી વ્યક્તિ તરીકે સારી સુવાસ મુકતા ગયા છે. તેમના પિતાશ્રીના પગલે ચાલી ભાવનગર પાંજરાપોળની કાર્યવાહક કમિટિના અગ્રગણ્ય સભ્ય તરીકે તેમણે બજાવેલ સેવા પણ નોંધપાત્ર હતી.

આ સભાના આરંભથી જ તેઓ સભાની ઉન્નતિ માટે સારો ભોગ આપતા આવ્યા હતા, તેમ સભાના જોઈન્ટ સેક્રેટરી તરીકેની તેમની સેવા એટલી જ નોંધપાત્ર હતી.

આ સભાના એક અગ્રગણ્ય સેવાભાવી સભ્યને યાદ કરીને તેઓશ્રીને આ પ્રસંગે અંજલિ અર્પીએ છીએ.

## શ્રી વલ્લભદાસ ત્રિભુવનદાસ ગાંધી

(સેક્રેટરી : સં. ૧૯૬૩-૨૦૧૧)

શ્રી વલ્લભદાસ ત્રિભુવનદાસ ગાંધી જન્મે સ્થાનકવાસી હતા, પરંતુ શ્રી આણંદજી પુરુષોત્તમ, શ્રી મૂળચંદ નથુભાઈ, શ્રી ઝવેરભાઈ ભાઇચંદ વગેરેના પરિચયથી સંવેગમાર્ગ તરફ આકર્ષાયા હતા અને પ્રભુદર્શન તથા પૂજામાં તેમની શ્રદ્ધા વધવા લાગી હતી.

શ્રી વલ્લભદાસભાઈનું કુટુંબ સામાન્ય સ્થિતિવાળું હતું અને કુટુંબના નિર્વાહનો બોજો નાનપણથી જ તેમની ઉપર હતો. એમ છતાં તેમના દિલમાં સમાજસેવાની પૂરી ધગશ ભરી હતી. શ્રી જૈન આત્માનંદ સભાની સ્થાપના વખતે તેઓ શ્રી જૈન ધર્મ પ્રબોધક સભાના પ્રમુખ હતા. તે વખતે શેઠ શ્રી ગુલાબચંદ આણંદજીની સાથે શ્રી જૈન આત્માનંદ સભામાં જોડાયા અને પહેલે દિવસે થયેલા ફંડમાં પોતાનો ફાળો નોંધાવ્યો.

તેઓ શરૂઆતથી જ સભાના કાર્યમાં રસ લેતા સં. ૧૯૬૧માં લાઈબ્રેરીઅન થયા. અને બીજે વર્ષે સં. ૧૯૬૨માં તેઓ જોઈન્ટ સેક્રેટરી નિમાયા. પછી તો સભાના કાર્યમાં એવી ધગશ અને તમન્નાથી કામ કરવા લાગ્યા કે સભાએ સં. ૧૯૬૭માં મુખ્ય સેક્રેટરીપદનો ભાર તેમની ઉપર મૂક્યો. ત્યાર પછી સં. ૨૦૧૧માં પોતાના જીવનના અંત સુધી એટલે કે ૪૪ વર્ષના લાંબા સમય સુધી સભાના વિકાસમાં એવા તો એકાકાર બની ગયા જાણે કે તેઓ સભાના આત્મા અને સભા તેમના પ્રાણ હોય.

સભાએ ઉચ્ચ સાહિત્યનો જે ફાલ આપ્યો છે તેમાં શ્રી વલ્લભદાસભાઈનો મહામૂલો ફાળો છે. આત્માનંદ પ્રકાશ માસિકના વિકાસમા પણ તેમનો ફાળો અમૂલ્ય છે.

આચાર્યો, પદસ્થો, મુનિવર્યોનો તેમને ગાઢ સંપર્ક હતો. સભાના પ્રકાશનોમાં તેમની પાસેથી કામ લેવાની તેમની કુનેહ અનોખી હતી. શ્રીમંતો, દાનવીરો, આગેવાનો વગેરેને પણ સભાને સહાય કરવા માટે સમજાવવામાં તેઓ ભારે કુશળ હતા. સભાની લાઈબ્રેરી અને વાચનાલય સમૃદ્ધ કરવામાં મુખ્ય ચાલક બળ તેમની દીર્ઘદૃષ્ટિ હતી.

શ્રી વલ્લભદાસભાઈ સારા હારમોનિયમ વગાડનાર તથા સંગીતના ભારે રસિયા હતા. પૂજા ભણાવવામાં તેઓ એવા તો લીન થઈ જતા કે શ્રોતાઓ ઘડીભર મુગ્ધ બની જતા.

પંજાબના શ્રી સંઘે તેમની ગુરુભક્તિ અને સભાની સેવાની અંજલિરૂપે તેમને સન્માન પત્ર તથા સુવર્ણચંદ્રકનું પ્રદાન કર્યું હતુ. અને પૂ. આ. શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજીની આજ્ઞાથી સુવર્ણચંદ્રક સાથે તે માનપત્ર ભાવનગરમાં ધર્મનિષ્ઠ શ્રી કુંવરજીભાઈ આણંદજીના પ્રમુખપદે જાહેર મેળાવડો યોજી તેમને એનાયત કરવામાં આવ્યું હતું.

પાલીતાણામાં શ્રી યશોવિજયજી જૈન ગુરુકુળ સં. ૧૯૭૩ માં સ્થપાયું. તેના શરૂઆતના વિકાસમાં પણ શ્રી વલ્લભદાસભાઈનો મહત્ત્વપૂર્ણ ફાળો હતો.

તેઓ ધંધા અર્થે વીમાનું કામકાજ કરતા. પણ પોતાની ઓફીસમાં ભાગ્યે જ બેસતા. સભાની ઓફીસમા બેઠાં બેઠા તે કામકાજ પતાવી સભાના કાર્યમાં તલ્લીન બની જતા. તેમણે જીવનપર્યંત સભાની એવી તો અનુપમ સેવા કરી છે કે સભાના દરેક કાર્ય ઉપર હજી પણ તેમની અનોખી છાપ દેખાઈ આવે છે.

શ્રી વલ્લભદાસભાઈ ટૂંકી માંદગી ભોગવીને સં. ૨૦૧૧ ના શ્રાવણ વદિ એકમ ગુરુવાર તા. ૪-૮-૧૯૫૫ ના રોજ સ્વર્ગવાસી થયા. તેમના અવસાનથી આ સભાને સેવાપ્રિય, કાર્યકુશળ, એકનિષ્ઠ, આજીવનસેવક-સેક્રેટરીની કદી ન પુરાય તેવી ભારે ખોટ પડી.

શ્રી વલ્લભદાસભાઈએ આ સભાને ખૂબ પ્રતિષ્ઠા અપાવી હતી સભાનો આજનો વિકાસ તેમની કાર્યદક્ષતા અને ધગશનું મૂર્ત પરિણામ છે. તેઓશ્રીની સેવાના પ્રતીક રૂપે સભાના હોલમાં તેમનું તૈલચિત્ર પ્રસિદ્ધ વક્તા મુનિરાજ શ્રી ચંદ્રપ્રભસાગરજી મહારાજની નિશ્રામાં મહુવાનિવાસી શેઠશ્રી હરખચંદ વીરચંદ ગાંધીના હસ્તે ખુલ્લું મૂકવામાં આવ્યું છે. આ તૈલચિત્ર કાર્યકરોને અને સભ્યોને હંમેશને માટે પ્રેરણાદાયી બની રહેશે. ઉપરાંત તેમના સ્મરણાર્થે એક ફંડ થયું છે. તેમાંથી લોકભોગ્ય ધાર્મિક ગ્રંથો તેમની સ્મૃતિમાં પ્રકાશિત કરવા અને તેમાં રૂ. પાંચ હજાર સુધીનો ફાળો આપવા સભાએ ઠરાવ કર્યો છે.

શ્રી વલ્લભદાસભાઈની સેવાની સૌરભ આજે પણ સભાના તથા સભાના કાર્યકરોના જીવનમાં મઘમઘી રહી છે.

## શેઠ શ્રી હરજીવનદાસ દીપચંદ

**( સેક્રેટરી : સં. ૧૯૬૮–૨૦૦૦ )**

આ સભાના સેક્રેટરી અને આજીવન ઉત્સાહી કાર્યકર શેઠશ્રી હરજીવનદાસ દીપચંદ એક બાહોશ વ્યાપારી હતા. મિલનસાર સ્વભાવ, સ્પષ્ટ વક્તવ્ય અને દરેક બાબતમા ખંતપૂર્વક આગળ ધપવાની ઉત્સુકતાને લીધે તેઓ પોતાના વ્યાપારમાં સારી પ્રગતિ કરી શક્યા હતા. સમાજસેવાના કાર્યોમાં પણ તેઓ રસ લેતા અને જીવનના યૌવનકાળમાં જ કાર્યકરોમાં આગળ પડતું સ્થાન મેળવી શક્યા હતા. સંઘની સેવા કરવાની ભાવનાથી સ્થપાયેલ જૈન સોશિયલ કલબના સભ્ય તરીકે તેઓ સં. ૧૯૪૯માં સત્તર વર્ષની નાની વયે જોડાયા અને સારી સેવા બજાવી. ધર્મ કે સાહિત્યની સેવા કરવાની ધગશ તેમનામાં વિકાસ પામતી રહી હતી. વધુ સેવા કરવાની ભાવનાથી તેઓ સં. ૧૯૬૮ની સાલમાં આ સભાના સેક્રેટરી તરીકે જોડાયા અને ૩૪ વર્ષ જેટલા લાંબા સમય સુધી તન, મન અને ધનથી સુંદર સેવા બજાવી સારી નામના મેળવી. આ સભાના ઉત્કર્ષમાં તેમનો ઉત્સાહપૂર્વકનો ભોગ ખરેખર નોંધપાત્ર છે.

ધાર્મિક સાહિત્યના પ્રચાર માટે તેઓ સારી ધગશ ધરાવતા હતા અને પોતાના પિતાશ્રીના સ્મરણાર્થે આ સભા તરફથી એક જ્ઞાન સીરીઝ શરૂ કરાવી તેમાં સારી એવી મદદ આપી જ્ઞાનભક્તિ કરી હતી. તેવી જ રીતે જરૂર જણાય ત્યારે તેઓ સભાના કોઈપણ કાર્યમાં આર્થિક સહાય ઉદારભાવે આપતા.

આ ઉપરાંત તેમની જાહેર સેવા પણ એટલી જ નોંધપાત્ર હતી. ભાવનગર જૈન સંઘની કમિટીના એક કાર્યવાહક સભ્ય તરીકે, ઉજમબાઇ જૈન કન્યાશાળાના સેક્રેટરી તરીકે, જૈન ભોજનશાળાના ઉપપ્રમુખ તરીકે, જૈન ધર્મ પ્રસારક સભા, દાણાપીઠ એસોસીએશન અને સ્થાનિક પાંજરાપોળના એક સભ્ય તરીકે તથા પાલીતાણા શ્રી યશોવિજયજી જૈન ગુરુકુળની અહિંની કમિટીના સભ્ય તરીકે એમ

સેવાના જુદા જુદા ક્ષેત્રોમાં તેમણે સુંદર સેવા બજાવી હતી.

એક પ્રતિષ્ઠિત વ્યાપારી તરીકે તેમણે સારી નામના મેળવી હતી તેમ જ પોતાને પ્રાપ્ત થયેલ સુકૃત લક્ષ્મીનો તેઓ ઉદારભાવે સદ્વ્યય કરતા હતા.

ચોત્રીસ વર્ષ જેટલા લાંબા સમય સુધી આ સભાના સેક્રેટરી તરીકે તેમણે બજાવેલ ઉત્તમ સેવાની આ તકે નોંધ લઈએ છીએ અને સ્મરણાંજલિ અર્પીએ છીએ.

## શ્રી વોરા ગિરધરલાલ ગોરધનદાસ

(ટ્રેઝરર : સં. ૧૯૬૨-૧૯૮૭)

શ્રી ગિરધરભાઈનો જન્મ પ્રખ્યાત વોરા જૈન કુટુંબમાં થયો હતો.

તેઓ સ્વભાવે મિલનસાર, હસમુખા અને હાજરજવાબી હતા. તેમણે વધુ અભ્યાસ કર્યો ન હતો, એમ છતાં શિક્ષણ અને સાહિત્યમાં સારો રસ ધરાવતા હતા. ભાવનગરમાં કોઈ સાક્ષર આવે તો તેમનો સંપર્ક તરત તેઓ સાધતા અને તેમની સાથે જ્ઞાનગોષ્ઠીમાં રસ લેતા. સંગીતનો પણ તેઓને સારો રસ હતો.

આ સભાની સ્થાપના થઈ ત્યારથી તેઓ સભામાં જોડાયા હતા. સભાના ચડતી-પડતીના પ્રસંગોમાં સભાના કાર્યકરોનો ઉત્સાહ મંદ ન પડે તે માટે તેઓ બનતું કરતા. સભાની શરૂઆતમાં તેમણે લાઈબ્રેરીઅન તરીકે સેવા બજાવી હતી અને ત્યાર બાદ ટ્રેઝરર નીમાયા હતા. સભાના વિકાસની ભાવના તેઓશ્રીના દીલમાં હંમેશા રહેતી અને તે માટેનો તેમનો સતત ભોગ આવકારપાત્ર હતો.

આવા એક ઉત્સાહી સભાસદને આ પ્રસંગે અંજલિ આપીએ છીએ.

## શેઠ શ્રી અમૃતલાલ છગનલાલ

(ટ્રેઝરર : સં. ૧૯૯૨-૨૦૦૮)

શેઠશ્રી અમૃતલાલ છગનલાલ એક સેવાભાવી, કેળવણીપ્રિય અને ધર્મપ્રેમી સદ્ગૃહસ્થ હતા. તેમનો જન્મ સં. ૧૯૪૫માં ભાવનગરમા થયો હતો. નાનપણમાં માતાપિતાના અવસાનથી કુટુંબની વ્યવસ્થાનો ભાર તેમની ઉપર આવી પડ્યો હતો. શરૂઆતમાં તેઓ અનાજના વેપારમાં જોડાયા, પછી થોડાક સમય સોના-ચાંદીનો વેપાર કર્યો પણ ત્યારબાદ બીજો વ્યવસાય છોડી પોતાની મિલકત તથા જાગીરની વ્યવસ્થા અને સંચાલન ઉપર જ ધ્યાન આપવા માંડ્યું.

નાનપણથી તેમનામાં પોતાની સુખડીઆ જ્ઞાતિની સેવા કરવાની ઉત્કટ ભાવના હતી. પંદર વર્ષની નાની ઉંમરથી જ જ્ઞાતિની ઉન્નતિમાં રસ લેવાનું શરૂ કર્યું અને ઠેઠ અંતકાળ સુધી તેમણે જ્ઞાતિની અપૂર્વ સેવા



શ્રી નાનચંદ બેચરદાસ



શ્રી ભગવાનલાલ કરશનદાસ



શ્રી દુર્લભજી રૂગનાથ પારેખ



જુઠાભાઈ સાંકરચંદ વોરા



શ્રી દામોદરદાસ દયાળજી દોશી



શ્રી ચામજીભાઇ જસરાજ

બજાવી. જ્ઞાતિના જુદા જુદા ઘોળોને એકત્ર કર્યા અને પાઈફંડની યોજના કરી. બાળકોની કેળવણી માટે વિદ્યાર્થીગૃહ શરૂ કર્યું. દરેક દુકાનદાર દરરોજ પોતાના વકરાના દરેક રૂપિયા દીઠ એક પાઈ આ ફંડમાં આપે તેવી યોજના કરી પાઈફંડને સમૃદ્ધ કર્યું અને તે ફંડ જ્ઞાતિના વિદ્યાર્થીગૃહ માટે વાપરી તે સંસ્થાને સદ્ધર બનાવી. પોતે પણ સારી એવી રકમો કોઈપણ જાતની શરત વિના જ્ઞાતિને દાનમાં આપી અને બીજાને તેમ કરવા પ્રેર્યા. બીજાઓએ પણ આ પ્રેરણા ઝીલી સારી સખાવતો જ્ઞાતિને કરી. આ રીતે તેમણે જ્ઞાતિના ઉદ્ધારમાં મહાન ફાળો આપ્યો હતો. અને કૃતજ્ઞ જ્ઞાતિએ પણ તેમની સેવાઓની કદર કરી પાઈફંડ અને વિદ્યાર્થીગૃહને શ્રી સૌરાષ્ટ્ર દશાશ્રીમાળી સુખડીઆ અમૃત પાઈફંડ અને શ્રી સૌરાષ્ટ્ર દશાશ્રીમાળી સુખડીઆ સમૃત-અમૃત વિદ્યાર્થીગૃહ એવાં નામો આપી તેમની યાદગીરી હંમેશને માટે કાયમ કરી છે વળી તેમને જ્ઞાતિએ બાપુજી એવું બિરુદ આપી તેમની તરફની પોતાની આત્મીયતા વ્યક્ત કરી છે.

પોતાની જ્ઞાતિની સેવા માટે જેવી ઉત્કટ ભાવના તેમનામાં હતી, તેવી જ ઉત્કટ ભાવના સમાજની સેવા માટે પણ હતી. આ સભા તરફ તેમને અનહદ પ્રેમ હતો. નાની ઉંમરથી જ તેઓ આ સભા તરફ આકર્ષાયા હતા, અને લાઈબ્રેરીઅન તરીકે સેવા બજાવવી શરૂ કરી હતી. તેમની સેવાભાવના જોઈને સં. ૧૯૯૨ માં તેમને સભાના ટ્રેઝરર બનાવવામાં આવ્યા. અને એ પદ ઉપર સોળ વર્ષ જેટલા લાંબા સમય સુધી રહી સભાને આર્થિક રીતે સદ્ધર બનાવવાની યશસ્વી કામગીરી બજાવી. પોતાની તબિયત નાદુરસ્ત થતાં સં. ૨૦૦૮મા ટ્રેઝરરપદેથી નિવૃત્ત થયા. પરંતુ ઠેઠ અવસાન સુધી સભાના દરેક કાર્યમાં તેઓ રસ લેતા.

શેઠશ્રી અમૃતલાલભાઈનો સં. ૨૦૧૭ના દ્વિતીય જેઠ શુદિ ૩ શુક્રવાર તારીખ ૧૬-૬-૧૯૬૧ ના રોજ સ્વર્ગવાસ થતાં સુખડીઆ જ્ઞાતિને તેમ જ આ સભાને મોટી ખોટ પડી હતી. આ પ્રસંગે તેમની સેવાઓને યાદ કરી તેમને અંજલિ આપીએ છીએ.

## શ્રી વિઠ્ઠલદાસ મૂળચંદ શાહ

**( સેક્રેટરી : સં. ૧૯૯૫-૨૦૨૧ )**

એક સંસ્કારી, સેવાભાવી અને ધર્મપરાયણ કુટુંબ તરીકે સુવિખ્યાત શેઠ મૂળચંદ કરશનના કુટુંબમાં શ્રી વિઠ્ઠલદાસભાઈનો જન્મ થયો છે.

વિઠ્ઠલદાસભાઈએ બી.એ. સુધીનો અભ્યાસ કરીને સનાતન હાઈસ્કૂલમાં શિક્ષક તરીકે પોતાના જીવનની શરૂઆત કરી, અને પોતાની કાર્યકુશળતાથી તેઓશ્રી હેડમાસ્તરના દરજ્જે પહોંચ્યા હતા, અને એક બાહોશ શિક્ષક તરીકે તેઓશ્રીએ વિદ્યાર્થીઓનો તેમ જ સ્કૂલના સંચાલકોનો સારો પ્રેમ સંપાદન કર્યો હતો. તેઓશ્રીના સુપુત્ર શ્રી ભાસ્કરભાઈએ વ્યાપારક્ષેત્રે ઘણો સારો વિકાસ સાધેલ હોવાથી હાલ તેઓશ્રી મુંબઈમાં તેમની સાથે શાંતિમય નિવૃત્ત જીવન જીવી રહ્યા છે.

આ સભા સાથે તેમનો સંબંધ લગભગ સં. ૧૯૭૦ પછી થયો હતો અને ત્યારથી,

સભાના વિકાસમાં તેઓ સારો ભોગ આપી રહ્યા છે. આત્માનંદ પ્રકાશમાં તેઓશ્રીની લાક્ષણિક શૈલીએ લખાયેલ લેખો આજે પણ એટલા જ લોકપ્રિય છે. તેમજ સં ૧૯૯૫થી ૨૦૨૧ સુધી સત્તાવીશ વરસ આ સભાના માનનીય મંત્રી તરીકે તેઓશ્રીએ ઘણી સુંદર સેવા બજાવી છે. તેઓશ્રીને મુંબઈ રહેવાનું થતાં છેલ્લા બે વરસથી તેઓશ્રી સભાના મંત્રીપદેથી નિવૃત્ત થયા છે.

શિક્ષણ પ્રચાર તેઓશ્રીની પ્રિય પ્રવૃત્તિ હોવાથી અત્રેની શ્રી ત્રિભોવનદાસ ભાણજી જૈન કન્યાશાળા, શ્રી ઉજમબાઈ જૈન કન્યાશાળા આદિ સંસ્થાઓના મંત્રી તરીકે તેમજ દાદાસાહેબ જૈન બોર્ડિંગ સહિત જુદી જુદી સસ્થાઓમાં અગ્રગણ્ય કાર્યકર તરીકે તેઓશ્રીએ નોંધપાત્ર સેવા બજાવી છે. તેમજ ભાવનગર વીસાશ્રીમાળી જ્ઞાતિના મંત્રી તરીકે પણ તેઓશ્રીએ ઘણાં લાંબા સમય સુધી સારી સેવા બજાવી છે.

આ સભાના એક અગ્રગણ્ય કાર્યકરને સભાના મણિમહોત્સવ પ્રસંગે યાદ કરતા હર્ષની લાગણી અનુભવીએ છીએ, અને તેમને દીર્ઘાયુષ્ય ઈચ્છીએ છીએ.



આ ઉપરાંત સભાની સ્થાપના વખતે જેઓ સભ્ય તરીકે જોડાયા હતા, તેમની સેવાઓને યાદ કરીને આ પ્રસંગે નીચે ટૂંકામાં તેમને સ્મરણાંજલિ અમે આપીએ છીએ.

## શ્રી જગજીવન (ખોડીદાસ) ધરમચંદ

શ્રી જગજીવનભાઈ ઉર્ફે ખોડીદાસભાઈ સરળ હૃદયના, મિલનસાર અને પરગજુ સ્વભાવના હતા. સ્વજનોની મુશ્કેલી સમયે તેઓ હંમેશા મુંગી સેવા અને સહકાર આપતા આવ્યા હતા. ધર્મ ઉપરની દ્રઢ શ્રદ્ધા અને ગુરુભક્તિ પણ સારી કરતા હતા.

આ સભાની ઉન્નતિ માટે તેઓ હંમેશા તત્પર રહેતા અને સભાને માટે તેઓએ બજાવેલ સેવા આવકારપાત્ર હતી

તેમના સ્વર્ગવાસથી સભાને સારી એવી ખોટ પડી હતી તેમના સ્મરણાર્થે તેમના મિત્રવર્ગે એક શ્રી ખોડીદાસભાઈ સ્મારક સ્વામીવાત્સલ્ય ફંડ એકઠું કર્યું હતું જેની વિશેષ હકીકત પાછળ આપવામાં આવેલી છે

## હરિચંદ નથુભાઇ

આ સભાના પ્રમુખશ્રી મૂળચંદ નથુભાઈના બંધુ શ્રી હરિચંદભાઈ એક ઉગતા આશાસ્પદ યુવાન હતા. તેઓશ્રી વધુ અભ્યાસ માટે વિદેશ ગયા હતા. બેરીસ્ટરની ઉચ્ચ પદવી મેળવી, તેઓશ્રી દેશમાં આવવાના હતા ત્યા એકાએક તેમનું પેરિસ ખાતે સં. ૧૯૫૬મા દુઃખદ અવસાન થતાં જૈન સમાજને, અને ખાસ કરીને સભાને એક આશાસ્પદ તેજસ્વી યુવાન કાર્યકરની મોટી ખોટ પડી હતી.

## શાહ દીપચંદ છગનલાલ

આ સભા ઉપર સારી લાગણી ધરાવનાર શ્રી દીપચંદભાઈ એક સેવાભાવી-ધર્મપરાપણ આગેવાન ગૃહસ્થ હતા સં. ૧૯૯૯માં પોષ વદિ ૯ના રોજ તેઓશ્રીનું અવસાન થતાં સભાને એક ઉત્સાહી કાર્યકરની ખોટ પડી હતી.

## શેઠ શામજી જસરાજ

શ્રી શામજીભાઈ શિક્ષણ-સેવામાં સારો રસ ધરાવતા હતા. પ્રભુભક્તિ એ તેમનો પ્રિયવ્યવસાય હતો અને પૂજાપ્રેમી તરીકે તેઓશ્રીએ સારી ખ્યાતી મેળવી હતી. સં. ૧૯૭૮ માં તેઓશ્રીનું અવસાન થતાં, સભાને એક ઉત્સાહી આદ્ય-સભાસદની ખોટ પડી હતી.

## શેઠ ભીખાલાલ છગનલાલ

શેઠ ભીખાલાલ છગનલાલનું કુટુંબ મૂળ ઘોઘાનું વતની હતુ. ત્યાંથી તેમના વડવાઓએ ભાવનગર આવી વહાણુની દલાલીનો ધંધો શરૂ કર્યો હતો. શેઠ ભીખાલાલ પણ આજ ધધામાં જોડાયા હતા અને શેઠ છગનલાલ મૂળજીના નામથી પેઢી ચલાવતા હતા.

નાનપણથી જ કાંઇ ને કાંઈ સામાજિક પ્રવૃત્તિ કરવાની તેઓ ઉમેદ ધરાવતા હતા, અને આ સભા શરૂ કરવામાં તેમણે ભાગ લીધો હતો. સ. ૧૯૫૭ના મહા વદિ દશમના રોજ પ્લેગમાં સ્વર્ગવાસ થતાં સુધી તેમણે આ સભાના કામકાજમાં રસ લીધા કર્યો હતો.

## દુર્લભજી રૂગનાથ પારેખ

એક ધર્મપ્રેમી ગૃહસ્થ તરીકે અગ્રસ્થાન ભોગવતા, શ્રી દુર્લભદાસ પારેખ અગિયાળીથી ધંધાર્થે અત્રે પધાર્યા હતા, અને ધંધામાં સારો વિકાસ સાધ્યો હતો, તેમજ ધાર્મિક કાર્યોમા તથા સભાના વિકાસમાં તેઓશ્રીએ મૂળથી જ જોડાઇને સારો રસ દાખવ્યો હતો.

## શ્રી જગજીવન વર્ધમાન

આ સભાના સ્થાપન કાળથી શ્રી જગજીવન ભાઈ ઉત્સાહભર્યો સાથ આપી રહ્યા હતા, તેમજ તેઓમાં ધાર્મિક સંસ્કાર બાળપણથી જ સારા હોવાથી તેમણે ધાર્મિક જ્ઞાન પણ સારૂં સંપાદન કરેલ હતું.

આ સર્વે ઉત્સાહી કાર્યકરોને અમે આ પ્રસંગે યાદ કરી સ્મરણાંજલિ આપીએ છીએ

# શ્રી ખીમચંદ ચાંપશી શાહ

## ( ઉપપ્રમુખ : સં. ૨૦૦૨-૨૦૧૪; પ્રમુખ : સં. ૨૦૧૪થી )

શ્રી ખીમચંદ ચાંપશી શાહ (શ્રી શાહ સાહેબ)નો જન્મ સં. ૧૯૫૩ ના ફાગણ વદિ નોમ તા. ૨૭-૩-૧૮૯૭ શનિવારના રોજ લીંબડીમાં થયો હતો. અનુસ્નાતક કક્ષા સુધીનું તેમનું પૂરેપૂરું શિક્ષણ પાલીતાણા અને ભાવનગરમાં થયું હતું. તેજસ્વી વિદ્યાર્થી તરીકે તેમણે આરંભથી જ નામના મેળવેલી. શિક્ષણને વ્યવસાય તરીકે અપનાવી તેમણે સિંધ હૈદરાબાદ કોલેજમાં અને પછી ભાવનગરની શામળદાસ કોલેજમાં ગણિતના મુખ્ય પ્રાધ્યાપક તરીકે લગભગ ત્રણ દાયકાઓ સુધી સેવાઓ આપી. ગણિતશાસ્ત્ર જેવો કઠિન વિષય શીખવવાની તેમની પદ્ધતિ વિદ્યાર્થીવર્ગમાં હમેશાં સંતોષ અને ઉત્સાહની લાગણી જન્માવતી. તેઓ એક કુશળ પ્રાધ્યાપક હોવા ઉપરાંત કુશળ વહીવટકાર પણ છે. તેમની વહીવટી કાબેલિયતને ધ્યાનમાં લઇ સૌરાષ્ટ્ર રાજ્યની લોકપ્રિય સરકારે તેમને કેળવણી ખાતાના સેક્રેટરીની જવાબદારી ભરેલી કામગીરી સોંપેલી, જે તેમણે ખૂબ સંતોષકારક રીતે બજાવેલી.

ભારતીય જીવનપદ્ધતિ પ્રમાણે જીવનને ચાર આશ્રમોમાં કલ્પવામાં આવ્યું છે. શ્રી શાહ સાહેબ સં. ૨૦૦૮ માં નોકરીમાંથી નિવૃત્ત થયા. તેમનો વાનપ્રસ્થાશ્રમ ધર્મ અને શિક્ષણ-ક્ષેત્રે ભાવનગરને બહુ જ ઉપકારી નીવડ્યો છે. મોટાં પ્રલોભનોવાળી સરકારી અને બીનસરકારી નોકરીઓની દરખાસ્તો આવતી હતી, તે ન સ્વીકારી તેમણે નાનકડી એવી મહિલા કોલેજની જ્ઞાનવેલને તદ્દન અવેતનભાવે સીંચવાનુ સ્વીકાર્યું, અને તે વેલને શ્રીમતી નર્મદાબાઈ ચત્રભુજ ગાંધી મહિલા કોલેજના જ્ઞાનોપવનમાં ફેરવી નાંખી. તેમના સહધાર્મિક ભાઈઓ પણ તેમની સેવાઓનો લાભ લેવાની ઈચ્છા રાખે તે સ્વાભાવિક છે. એટલે પોતાના નવા બંધારણ પ્રમાણે શ્રી જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક તપાસંઘે તેમને ઉપ-પ્રમુખપદે નીમી તેમની સેવાઓનો પોતાનાં વિકાસ કાર્યો માટે સારો એવો ઉપયોગ કરવા માંડ્યો શ્રી દાદાસાહેબ જૈન બોર્ડિંગમાં પ્રથમ સેક્રેટરી અને પછી ઉપ-પ્રમુખપદ સ્વીકારી તેના વિકાસમાં પણ તેમણે મોટો ફાળો આપ્યો છે.

જૈન ધર્મને જ્ઞાન માટે એક વિશિષ્ટ પ્રકારનો શોખ છે. જ્ઞાનના વાહન એવા ગ્રંથોની જાળવણીના ક્ષેત્રે જૈન મુનિઓએ કરેલી ભારતની સેવા અવિસ્મરણીય અને અદ્ભુત છે. શ્રી શાહ સાહેબનો વિદ્યાપ્રેમ તેમને શ્રી જૈન આત્માનંદ સભા તરફ આકર્ષી ગયો. સં. ૨૦૦૨ માં તેમણે સભાનું ઉપ-પ્રમુખપદ સ્વીકાર્યું અને સં. ૨૦૧૪ માં પ્રમુખ શ્રી ગુલાબચંદભાઇ સ્વર્ગવાસી થતાં તેમણે સભાના પ્રમુખપદની જવાબદારી ઉપાડી લીધી. એમણે શ્રી 'આત્માનંદ પ્રકાશ' માસિકને એક ચોક્કસ સ્વરૂપ આપ્યુ અને જૈનેતરો માટે પણ તેને ઉપયોગી બનાવ્યુ. સભાના પુસ્તકાલયને વૈજ્ઞાનિક વ્યવસ્થા પદ્ધતિનો લાભ આપ્યો અને વિશિષ્ટ પ્રકારનાં પ્રકાશનો પણ કરાવ્યાં. ભૂતકાળનાં પ્રકાશનો તરફ તથા કિંમતી હસ્તપ્રતો તરફ તે તે ક્ષેત્રના જિજ્ઞાસુઓનુ ધ્યાન ખેંચાય તેવા પ્રયાસો કર્યા. અને આ રીતે તેમણે જૈન



શ્રી ખીમચંદ ચાંપશીભાઈ શાહ ( પ્રમુખ )



શ્રી ફતેહચંદ ઝવેરભાઇ શાહ ( ઉપપ્રમુખ )



શ્રી ગુલાબચંદ લલ્લુભાઇ શાહ ( ઉપપ્રમુખ )



શ્રી ચત્રભુજભાઇ જેચંદભાઈ શાહ (સેક્રેટરી)



શ્રી જાદવજી ઝવેરભાઈ શાહ (સેક્રેટરી)



શ્રી રમણલાલ અમૃતલાલ શેઠ (ટ્રેઝરર)

તેમજ જૈનેતર સમાજમાં અને દેશપરદેશમાં આ સભાની પ્રતિષ્ઠા વધારી દીધી.

આ ઉપરાંત, તેઓ ધર્મ અને શિક્ષણની નાની-મોટી કેટલીક સાર્વજનિક સંસ્થાઓ સાથે કોઇને કોઈ રીતે જોડાયેલા છે. તાજેતરમાં ભાવનગર નગરપાલિકાએ પણ પોતાની પ્રાથમિક શિક્ષણ સમિતિમાં તેમને ચૂંટી તેમના અનુભવનો લાભ લેવાનું શરૂ કર્યું છે.

કેટલાંક કાર્યો રોજબરોજ નજરે ચડતાં નથી કેટલીક વ્યક્તિઓની મૂગી સેવા બહુજનસમાજનું ધ્યાન ખેંચી શકતી નથી. પણ એથી એ કાર્યો કે એ વ્યક્તિઓનું મહત્ત્વ ઓછું થતું નથી. સભા-સમારંભોના ભપકાથી શ્રી શાહ સાહેબ દૂર રહે છે. પણ એમની સાથે નાનકડી જ્ઞાનગોષ્ઠિઓનો આસ્વાદ જેમણે માણ્યો છે તેઓ જાણે છે કે આ ઉમ્મરે પણ આજે જ્ઞાનની વિવિધ ક્ષિતિજો વિસ્તારતા જવાનું તેમને કુતૂહલ છે. આજન્મ વિદ્યાર્થી અવસ્થા માણી શકનારા વિદ્વાનો આપણે ત્યાં જૂજ છે, તેમાં શ્રી શાહ સાહેબનું સ્થાન મોખરે છે. ગણિતશાસ્ત્ર અંગે તેમનો રસ સ્વાભાવિક ગણાય, પરંતુ પુરાણોમાં, ભાષાઓમાં, સાંસ્કૃતિક ઇતિહાસમાં તેમને એટલી જ સાહજિકતાથી વિચરતા જોવા એ એક લહાવો છે.

ઝીણામાં ઝીણી વિગતની ઉપેક્ષા નહીં કરવાની તેમની ટેવે તેમને એક અપ્રતિમ વહીવટકર્તા બનાવ્યા છે. શબ્દોની જોડણીની કાળજી રાખતા, છૂટા છૂટા સ્વચ્છ અક્ષરોથી વહીવટીપત્રો લખતા, આત્માનંદ પ્રકાશનાં અને અન્ય પ્રકાશનોનાં પ્રુફો જોતાં જરાપણ આળસ ન અનુભવતા આ વૃદ્ધને જોઈ યુવાન પેઢીને ઘણું ઘણું શીખવાનું મળે તેમ છે.

હજી ઘણાં વર્ષો સુધી આ બધી સંસ્થાઓને શ્રી ખીમચંદભાઈ શાહની સેવાઓનો લાભ મળતો રહે એ જ ભાવના.

## શ્રી ફત્તેહચંદ ઝવેરભાઈ શાહ

( ઉપ-પ્રમુખ : સં. ૨૦૦૨ થી )

શ્રી ફત્તેહચંદ ઝવેરભાઈ શાહ એક બાહોશ વ્યાપારી હતા. વર્ષો સુધી તેઓ ભાવનગરમાં રહ્યા. અહીં તેમણે રેશમી કાપડનો બહોળો વ્યાપાર કર્યો. છેલ્લાં કેટલાંક વર્ષોથી તેઓ મુંબઇ રહે છે. મુંબઈમાં તેમણે રેશમી કાપડનો વ્યાપાર ઠીક ઠીક જમાવ્યો હતો. હાલ વર્ષોથી તેઓ ધંધામાંથી નિવૃત્ત થયા છે.

તેઓ એવા તો ધર્મનિષ્ઠ, કાર્યદક્ષ તથા વ્યવહારકુશળ છે કે મુંબઈમાં ધાર્મિક, સામાજિક કે શિક્ષણ સંબંધી નાનાં-મોટાં બધાં કાર્યોમાં તેમના સક્રિય સાથની જરૂર રહે છે. તેમની સલાહસૂચના આવશ્યક ગણાય છે.

કુશળ વ્યાપારી હોવા છતાં શ્રી ફત્તેહચંદભાઇ એક સારા તત્ત્વચિંતક અને લેખક છે. નાનપણથી તેમને ધાર્મિક વિષયો ઉપર લેખો લખવાનો શોખ છે. તેમણે વર્ષો સુધી 'આત્માનંદ પ્રકાશ'માં તેમજ વલ્લભ સ્મારક

અંક, યશોવિજય સ્મારક અંક આદિ અનેક અંકોમાં ઘણા પ્રેરણાત્મક, નવીન નવીન વિચારદર્શક, રસપ્રદ અને બોધક લેખો લખીને સાહિત્યની સુંદર સેવા કરી છે આત્મપ્રબોધ, કર્મયોગ, આનંદઘનપદસંગ્રહ વગેરે લગભગ ત્રીશ ગ્રંથોની પ્રસ્તાવના તેમણે લખી છે પૂજાના અર્થો લખ્યા છે તેઓ જૈન દર્શનના ઊંડા અભ્યાસી છે 'આત્માનંદ પ્રકાશ'માં તેમના નૂતન વર્ષના મંગળ વિધાનો વિશિષ્ઠ પ્રકારની ભાત લઈને આવતા અને જૈન સમાજના વિધવિધ પ્રશ્નો તથા વર્ષ દરમિયાન સમાજમાં થયેલ પ્રવૃત્તિઓની સમાલોચના પ્રેરણાત્મક બની રહેતી

તેમના કેટલાક લેખોનો સંગ્રહ ' જૈન દર્શન મીમાંસા અને અન્ય લેખો " નામના ગ્રંથરૂપે છપાવીને સભાએ પ્રકાશિત કર્યો છે તે ગ્રંથની પ્રકાશન વિધિ નિમિત્તે શ્રી ફત્તેહચંદ ભાઈનું ભાવભર્યું સન્માન તા ૧૮–૧૨ ૬૨ના રોજ શેઠ શ્રી ચંદુલાલ વર્ધમાનના પ્રમુખપદે યોજેલા મેળાવડામાં કરવામાં આવ્યું હતું

તેઓ સભાના પ્રાણપ્રેરક રહ્યા છે અને સં ૨૦૦૨ની સાલથી ઉપ–પ્રમુખ છે તેમણે પોતાના મિત્રો મારફત સભાના પેટ્રનો બનાવી તથા સભાને સારી એવી આર્થિક મદદ અપાવીને સમૃદ્ધ બનાવવામાં સક્રિય ફાળો આપેલ છે અને હજુ આપી રહ્યા છે

મુંબઈની દરેક ધાર્મિક પ્રવૃત્તિ સાથે તેઓ સંકળાયેલા રહે છે શ્રી અધ્યાત્મ જ્ઞાન પ્રસારક મંડળના એક વખત પ્રમુખ હતા શ્રી ધાર્મિક શિક્ષણ સંઘમાં તેઓ વર્ષોથી સેવા આપી રહ્યા છે

૮૨ વર્ષની ઉંમરે પણ યુવાનને પ્રેરણા આપે તેવી સેવાની સૌરભ તેઓ પ્રસરાવી રહ્યા છે શ્રી અધ્યાત્મ જ્ઞાન પ્રસારક મંડળે તેમની સેવાના પ્રતીકરૂપે તેમના કેટલાક લેખોનો સંગ્રહ સ્વાનુભવ ચિંતન નામના ગ્રંથરૂપે પ્રસિદ્ધ કર્યો છે તેની પ્રકાશનવિધિ શ્રી ગોડીજી જૈન ઉપાશ્રયમાં આચાર્યશ્રી કૈલાસસાગર સૂરિજીની નિશ્રામાં ધર્મનિષ્ઠ દાનવીર શેઠશ્રી માણેકલાલ ચુનીલાલના શુભ હસ્તે સુંદર રીતે કરવામાં આવી હતી આ પ્રસંગે શ્રી ફત્તેહચંદ ભાઈની જ્ઞાનોપાસનાની ખૂબ ખૂબ પ્રશંસા કરવામાં આવી હતી

શ્રી ફત્તેહચંદભાઈના ભાઇઓ પણ આ સભા પ્રત્યે સારી લાગણી ધરાવે છે શ્રી જાદવજીભાઈ આ સભાના સેક્રેટરી તરીકે સેવા આપી રહ્યા છે શ્રી અનોપચંદભાઈ તથા શ્રી ચમનલાલભાઈએ પણ આ સભાને આર્થિક મદદ મેળવવામાં સારી સહાયતા કરી છે આ લઘુબંધુઓના સહકારથી શ્રી ફત્તેહચંદ ભાઈએ શ્રી સિદ્ધગિરિજીનો છ'રી' પાળતો સંઘ કાઢ્યો હતો, તેમજ અષ્ટાહ્નિકા મહોત્સવો નવકારસીઓ વગેરે માંગલિક કાર્યો કર્યા છે તેમના પિતા શ્રી ઝવેરભાઈની પુણ્ય સ્મૃતિમાં તેમના શુભ નામથી આ સભા મારફત એક ગ્રંથમાળા પણ પ્રગટ કરી છે

સભા તેમને દીર્ઘાયુષ્ય ઈચ્છે છે અને હજી ઘણા વર્ષો સુધી સમાજને તેમની સેવાઓનો લાભ મળતો રહે તેવી ભાવના ભાવે છે

# શ્રી ગુલાબચંદ લલુભાઈ શાહ

**( ઉપપ્રમુખ : સં. ૨૦૧૪ થી )**

શ્રી ગુલાબચંદભાઈ ધર્મ અને સમાજની સેવા કરવાની સારી એવી ધગશ ધરાવે છે. આજથી પાંત્રીસ વર્ષ પહેલાં વડવાના સુવાન મિત્રોને એકત્ર કરી તેમણે શ્રી વડવા જૈન મિત્ર મંડળની સ્થાપના કરી હતી. પોતે તેના પ્રમુખ નીમાયા અને તેમની રાહબરી નીચે આ મંડળ સ્થાપનાકાલથી આજ સુધી સુંદર સેવા બજાવી રહ્યું છે. સં. ૧૯૮૧માં સમેતશિખર સહિત જૈન તીર્થસ્થળોની યાત્રા માટે એક સ્પેશિયલ ટ્રેઈન જૈન સમાજમાં સૌથી પ્રથમ જ આ મંડળે યોજી હતી અને તેનો સાતસો ઉપરાંત ભાઈ–બહેનોએ લાભ લીધો હતો. આ યાત્રાટ્રેઈનને પૂર્ણ સફળતા મળી હતી જેનો ઘણોખરો યશ શ્રી ગુલાબચંદભાઈ અને તેમના મિત્રોની યોગ્ય દોરવણીને ઘટે છે.

શ્રી ગુલાબચંદભાઈ સરલ, શાંત અને ઉદારદિલ છે. બીજાનું કાંઈક સારૂં કરી છૂટવાની ભાવના હંમેશાં ધરાવે છે. તેથી તેઓ સારી લોકચાહના મેળવી શકયા છે

વ્યવસાયમાં શ્રી ગુલાબચંદભાઈએ શ્રી મહોદય પ્રિન્ટીંગ પ્રેસ શરૂ કર્યું હતું. સુંદર, કળાત્મક છાપકામ માટે આ પ્રેસે ઘણી સારી નામના કાઢી હતી. હાલ તેમણે ધંધામાંથી નિવૃત્તિ સ્વીકારી છે.

શ્રી વડવા જૈન મિત્ર મંડળ ઉપરાંત અન્ય સંસ્થાઓ પણ શ્રી ગુલાબચંદભાઈના અનુભવ અને ઊંડી સૂઝનો લાભ ઊઠાવી રહી છે તેઓએ ન્યાયખાતામાં જ્યુરી તરીકે તેમજ અન્ય સામાજિક સંસ્થાઓમાં પણ રસ લીધેલો છે.

આ સભાના તેઓ આજીવન સભ્ય છે અને વર્ષોથી સભાના કામકાજમાં સક્રિય રસ લઈ રહ્યા છે. સં. ૨૦૧૪થી પોતે ઉપપ્રમુખ તરીકે સભાના ઉત્કર્ષમાં પોતાનો ફાળો આપી રહ્યા છે. શ્રી યશોવિજયજી જૈન ગ્રંથમાળાનું છેલ્લા વીસ વર્ષથી પહેલાં ઉપપ્રમુખ તરીકે અને હાલમાં પ્રમુખ તરીકે સુકાન સંભાળી રહ્યા છે. તેમ જ શ્રી ભાવનગર જૈન સંઘ ડોસાભાઈ અભેચંદના સેક્રેટરી તરીકે પણ તેમની સેવા આપી રહ્યા છે.

# શ્રી ચત્રભુજ જેચંદભાઈ શાહ

**( સેક્રેટરી : સં. ૨૦૨૧ થી )**

શ્રી ચત્રભુજભાઈ એક સેવાભાવી વ્યક્તિ તરીકે ભાવનગરના જૈન સમાજમાં જાણીતા છે. બી.એ.એલએલ.બી.ની પરીક્ષા પાસ કર્યા પછી તેમણે વકીલાતનો ધંધો શરૂ કર્યો હતો પણ તબિયતની અનુકૂળતા ન રહેવાના કારણે ધંધામાંથી તેમણે નિવૃત્તિ લીધી.

શ્રી ચત્રભુજભાઈ વર્ષો સુધી શ્રી જૈન ધર્મ પ્રસારક સભાના સેક્રેટરી હતા. શ્રી ભાવનગર જૈન સંઘ ડોસાભાઈ અભેચંદનું નવું બંધારણ ઘડવામાં અને પછી સેક્રેટરીપદ સ્વીકારી તે બંધારણને અમલી બનાવવામાં તેમણે સારી જહેમત ઊઠાવી હતી. આજે ભાવનગરની પાંજરાપોળના સેક્રેટરી તરીકે વહીવટ સંભાળી રહ્યા છે. આ ઉપરાંત બીજાં પણ જાહેર ટ્રસ્ટો અને સંસ્થાઓ સાથે જોડાયેલા છે. આ સભાના હાલ સેક્રેટરી છે અને સભાના સંચાલનમાં પોતાની સેવાઓ આપી રહ્યા છે.

## શ્રી જાદવજી ઝવેરભાઈ શાહ

(સેક્રેટરી : સં. ૨૦૦૨ થી)

શ્રી જાદવજીભાઇ ભાવનગરમાં આર્ટ સીલ્ક કાપડના વ્યાપારી છે તેમના પિતા સ્વ શેઠ ઝવેરભાઇ ભાઈચંદ ધર્મપરાયણ, સેવાભાવી અને ભાવનગરના ધાર્મિક અને સામાજિક કાર્યોમાં રસ લેનાર એક આગેવાન વ્યક્તિ હતા. સેવાની આ ભાવના તેમણે તેમના પુત્રો શ્રી ફતેહચંદભાઈ, શ્રી જાદવજીભાઇ, શ્રી અનોપચંદભાઇ તથા શ્રી ચમનલાલભાઇને વારસામાં આપી છે શ્રી ફતેહચંદભાઈ આ સભાના ઉપપ્રમુખ છે, અને ભાવનગર તથા મુબઈના ધાર્મિક તથા સામાજિક ક્ષેત્રમા તેમની સેવાઓ જાણીતી છે. તેમનો ટૂંક પરિચય અગાઉ અપાઈ ગયો છે શ્રી જાદવજીભાઇ પણ પોતાના પિતા તથા જ્યેષ્ઠ બંધુની જેમ ધર્મ અને સમાજની સેવા કરવાની ભાવના ધરાવે છે

શ્રી જાદવજીભાઈ આ સભામા સં. ૧૯૯૦ માં આજીવન સભ્ય તરીકે જોડાયા હતા અને સં. ૨૦૦૨થી સેક્રેટરી તરીકે પોતાની સક્રિય સેવાઓ આપી રહ્યા છે શ્રી અનોપચંદભાઈ તથા શ્રી ચમનલાલભાઇ આ સભાના આજીવન સભ્ય છે તેમજ શ્રી જાદવજીભાઇના પુત્ર શ્રી અનંતરાયભાઈ પણ આજીવન સભ્ય છે અને 'આત્માનંદ પ્રકાશ' માસિક કમિટીના મેમ્બર તરીકે પોતાની સેવાઓ આપી રહ્યા છે

## શ્રી રમણલાલ અમૃતલાલ શેઠ

(ટ્રેઝરર : સં. ૨૦૨૧ થી)

શેઠશ્રી રમણલાલભાઈ ભાવનગરના એક ઉદ્યોગપતિ છે અને ધી ભારત આયર્ન એન્ડ સ્ટીલ ઈન્ડસ્ટ્રીઝના એક ભાગીદાર છે તેમના પિતા સ્વ અમૃતલાલભાઈએ આ સભાને વર્ષો સુધી ટ્રેઝરર તરીકે સેવાઓ આપી હતી, જે અમે અગાઉ તેમના ટૂંક પરિચયમા જણાવી ગયા છીએ. શ્રી રમણલાલભાઈએ પણ પોતાના પિતાશ્રીના સ્વર્ગવાસથી ખાલી પડેલુ ટ્રેઝરરપદ સંભાળી લીધુ છે અને સભાને આર્થિક રીતે સદ્ધર બનાવવામા પોતાની સેવાઓ આપી રહ્યા છે આ સભા ઉપરાંત તેઓશ્રી જૈન સઘના અને પોતાની જ્ઞાતિના જાહેર હિતના કાર્યોમા રસ લઈ રહ્યા છે શ્રી ભાવનગર જૈન સંઘ ડોસાભાઈ અભેચંદની કાર્યવાહક સમિતિ અને વ્યવસ્થાપક સમિતિના તેઓ સભ્ય છે અને પોતાની જ્ઞાતિની " શ્રી સૌરાષ્ટ્ર દશાશ્રીમાળી સુખડીઆ સમૃત–અમૃત વિદ્યાર્થીગૃહ "નુ સંચાલન સુંદર રીતે કરી રહ્યા છે





# સન્માન સમારંભો

**સ**ભાનો કોઈ સભ્ય કોઇ સારૂં કાર્ય કરે અથવા કોઈ ઈચ્છનીય પદવી પ્રાપ્ત કરે તો તેને અભિનંદન આપવા તેમજ કોઇ અન્ય સુપ્રસિદ્ધ જૈન મહાનુભાવ ભાવનગરમાં પધારે તો તેમનુ બહુમાન કરવા માટે માનપત્રના મેળાવડાઓ–સન્માન સમારંભો યોજવા એ આ સભાનો એક હેતુ છે. એટલે પ્રસંગો મળતાં યોગ્ય વ્યક્તિઓને અભિનંદન આપવા અથવા સન્માનવા સમારંભો ઉજવવાની તક આ સભા ઝડપી લે છે આવા પ્રસંગો આનંદદાયક અને પ્રેરણાત્મક બની જાય છે.



## રાય બહાદુર સાહેબ સીતાબચંદજી નાહર

શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સનું પાંચમું અધિવેશન અમદાવાદમાં બાબુ સાહેબ રાય સીતાબચંદજી નહાર બહાદુરના પ્રમુખપદે મળ્યું હતું. કોન્ફરન્સનું કાર્ય નિર્વિઘ્ને પૂરૂં થયા બાદ બાબુ સાહેબ પાલીતાણામાં શ્રી સિદ્ધગિરિની યાત્રા કરી ભાવનગર પધાર્યા હતા. આ પ્રસંગે તેમને સન્માનવા માનપત્ર આપવાનો સમારંભ સં. ૧૯૬૩ના ફાગણ વદિ બીજ તા. ૨–૩–૧૯૦૭ શનિવારના રોજ સભાની ઓફિસમાં યોજવામાં આવ્યો હતો. પ્રમુખસ્થાન માટે આ શહેરના વયોવૃદ્ધ અને અનુભવી અગ્રગણ્ય ગૃહસ્થ શેઠ આણંદજી પુરુષોત્તમની વરણી કરવામાં આવી હતી. શરૂઆતમાં આ સભાના ઉપપ્રમુખ શેઠ ગુલાબચંદ આણંદજીએ પ્રારંભિક પ્રવચન કર્યા બાદ સેક્રેટરીએ માનપત્ર વાંચી સંભળાવ્યું હતું, અને શ્રોતાજનોના હર્ષનાદ વચ્ચે તે માનપત્ર પ્રમુખ સાહેબે બાબુ સાહેબને એનાયત કર્યું હતું. બાબુ સાહેબે ટૂંકામાં પણ યોગ્ય શબ્દોમાં જવાબ આપ્યો હતો. ત્યાર બાદ આભાર વિધિ સાથે ફુલહાર આપવામાં આવતાં મેળાવડો વિસર્જન થયો હતો.

આ પ્રસંગે સભાની દિન પ્રતિદિન વિકસતી સ્થિતિ જોઈ તથા કેટલુંક કાર્ય નજરે નિહાળી બાબુ સાહેબ ઘણા જ ખુશી થયા હતા, અને સભાસદોએ વિનતિ કરતાં, તે ઘણા જ હર્ષ સાથે સ્વીકારી આ સભાના પ્રથમ માનવતા પેટ્રન થયા હતા.

## શેઠશ્રી મનસુખભાઈ ભગુભાઈ
અને
## શેઠશ્રી હઠીસંગ ઝવેરચંદ વોરા

સં. ૧૯૬૪ના ચૈત્ર શુદિ ૩, ૪, ૫ના દિવસોમાં ભાવનગરમાં ભરાયેલા શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સના છઠ્ઠા અધિવેશનના પ્રમુખ શેઠશ્રી મનસુખભાઈ ભગુભાઈ તથા આ સભાના સભ્ય અને અધિવેશનની સ્વાગત–સમિતિના પ્રમુખ શેઠશ્રી હઠીસંગ ઝવેરચંદ વોરા, કે જેમણે અધિવેશનના કુલ ખર્ચ માટે રૂ. પંદર હજારની અમીરી સખાવત કરી હતી, તે બન્ને મહાનુભાવોને માનપત્રો આપવાનો મેળાવડો અધિવેશનના મંડપમા ચૈત્ર શુદિ આઠમ તા. ૯–૪–૧૯૦૮ ગુરુવારના રોજ યોજવામાં આવ્યો હતો. પ્રમુખસ્થાન ભાવનગરના મહારાજા સાહેબના લઘુબંધુ નામદાર કુમારસાહેબ શ્રી મંગળસિંહજીને આપવામાં આવ્યું હતું.

શરૂઆતમાં સભાના ઉપ–પ્રમુખ શેઠ ગુલાબચંદ આણંદજીએ મેળાવડાનો હેતુ જણાવ્યા બાદ સેક્રેટરીઓ દામોદર હરજીવનદાસ તથા ભગવાનલાલ કરશનજીએ માનપત્રો વાંચી સંભળાવ્યા હતા. પછી તે માનપત્રો ચાંદીના અષ્ટમંગળિક વગેરેથી કોતરકામ કરેલ સુંદર દાબડામાં મૂકી પ્રમુખસાહેબે બંને મહાનુભાવોને એનાયત કર્યા હતા.

ત્યારબાદ પ્રથમ શેઠશ્રી મનસુખભાઈએ તેનો યોગ્ય જવાબ, સભાની ઉત્તમ કારકિર્દી

તથા તેમાં થતાં શુભ કાર્યો વગેરે માટે ખુશાલી દર્શાવી આપ્યો હતો, અને માનપત્ર આપવા બદલ સભાનો ઉપકાર માન્યો હતો. શેઠશ્રી હઠીસંગ વોરાએ પણ પોતે સ્વાગતસમિતિના પ્રમુખ તરીકે ઉઠાવેલ મહાન જવાબદારીમાં સભાએ જે મદદ આપી હતી તે માટે તથા માનપત્ર માટે સભાનો આભાર માન્યો હતો અને રૂ પાંચસો આપી સભાના પેટ્રન થવાની જાહેરાત કરી હતી. આ રીતે તેઓ સભાના બીજા પેટ્રન થયા હતા. તે ઉપરાંત સભાના સભ્યો માટે સભાની વર્ષગાંઠના દિવસે વ્યાજમાંથી સમૂહભોજન દર વર્ષે કરવા માટે રૂ. ૭૫૦) આપવાની ઈચ્છા જણાવી હતી. શેઠશ્રી મનસુખભાઈએ પણ સભાને રૂ. ૧૫૦)ની ભેટ જાહેર કરી હતી. સભાએ આ જાહેરાતો હર્ષ સાથે વધાવી લીધી હતી.

છેવટે, મેળાવડાના પ્રમુખ નામદાર કુમાર સાહેબ મંગળસિંહજીએ માનપત્ર મેળવનારા ભાગ્યશાળી મહાનુભાવો માટે, સારાં કાર્યો કરવા સારૂ સભા માટે, તેમજ જે મહાપુરુષના નામથી આ સભા સ્થાપન થઈ છે તેમના માટે સ્તુતિ અને ધન્યવાદના ઉદ્ગારો કાઢી કેટલીક ઉપયોગી સૂચનાઓ આપતું પ્રવચન કર્યું હતું. ત્યાર પછી ફુલહાર પાનસોપારી થયાં બાદ મેળાવડો વિસર્જન થયો હતો.

## રા. બ. બાબુસાહેબ શ્રી વિજયસિંહજી દુધેડિયા

અજીમગંજનિવાસી રાજા બહાદુર બાબુસાહેબ શ્રી વિજયસિંહજી દુધેડિયા જૈન સમાજમાં એક મોટા દાનવીર તરીકે સુપ્રસિદ્ધ હતા. તેઓ પાલીતાણે યાત્રા કરવા આવ્યા હતા. તે પ્રસંગનો લાભ લઈ જોઈન્ટ સેક્રેટરી શ્રી વલ્લભદાસભાઈ પાલીતાણે તેમને મળ્યા અને ભાવનગર પધારી સભાથી મુલાકાત લેવા આગ્રહપૂર્વક આમંત્રણ આપ્યું. આમંત્રણનો હર્ષપૂર્વક સ્વીકાર કરી ભાવનગર પધારતાં તેમને માનપત્ર આપવાનો મેળાવડો સંવત ૧૯૬૪ના અષાડ વદિ બીજ તા. ૧૫–૭–૧૯૦૮ બુધવારના રોજ સભાની ઓફીસમાં યોજવામાં આવ્યો. પ્રમુખસ્થાને રાજ્યના માજીદિવાન શ્રી વિઠ્ઠલદાસ સામળદાસ મહેતાના પુત્ર અને રાજ્ય પ્રકરણી કોર્ટના ઉપરી શ્રી લુપતરાયભાઈ હતા. પ્રારંભમાં સભાના ઉપ-પ્રમુખ શ્રી ગુલાબચંદભાઈએ મેળાવડાનો હેતુ તથા સભાના કામકાજનો હેવાલ કહી બતાવ્યો. ત્યારબાદ જોઈન્ટ સેક્રેટરી શ્રી વલ્લભદાસભાઈએ માનપત્ર વાંચી સંભળાવ્યું. પછી તે માનપત્ર એક સુંદર નકશીદાર ચાંદીના ભુંગળામાં મૂકી પ્રમુખશ્રીએ તે બાબુ સાહેબને એનાયત કર્યું. બાબુ સાહેબે પોતાને આપેલા માન માટે સભાનો આભાર માન્યો. છેવટે પ્રમુખશ્રીએ સભાના કાર્યક્રમ માટે પ્રશંસાત્મક પ્રવચન કર્યું હતુ અને ત્યારબાદ ફુલહાર પાનસોપારી વગેરે આપવામાં આવતાં મેળાવડો વિસર્જન થયો હતો.

આ પ્રસંગે બાબુ સાહેબે સભાની લાઈબ્રેરી, જ્ઞાનમંદિરની યોજના વગેરે જોઈ ખુશી બતાવી હતી અને આવી વિકાસ પામતી અને ગુરુભક્તિ નિમિત્તે સ્થાપન થયેલી સભાના પેટ્રન થવા સભાસદો તરફથી વિનતિ થતાં તે સહર્ષ સ્વીકારી હતી.

# શેઠશ્રી દેવકરણ મુળજીભાઈ

વંથળીનિવાસી શેઠ શ્રી દેવકરણ મુળજીભાઈ પોતાની ધાર્મિકતા અને ઉદારતાને લીધે જૈન સમાજમાં સુપ્રસિદ્ધ છે. તેઓ સંવત ૧૯૭૧ના જેઠ માસમાં ભાવનગર પધારતાં તેઓશ્રીના ધર્મ અને સમાજના હિતકાર્યો ધ્યાનમાં લઈને, તેમનું સન્માન કરવાનો એક સમારંભ, આ સભા તરફથી જેઠ વદિ ૧૦ બુધવાર તારીખ ૭–૭–૧૯૧૫ના રોજ શેઠ શ્રી ત્રિભોવનદાસ ભાણજી જૈન કન્યાશાળાના મકાનમાં યોજવામાં આવ્યો હતો. આ પ્રસંગે શ્રી જૈન ધર્મ પ્રસારક સભાએ પણ તેમને માનપત્ર આપ્યું હતું.

આ સભાનું પ્રમુખસ્થાન ભાવનગર રાજ્યના મુખ્ય દીવાન સાહેબ શ્રી મોરારજી આણંદજી તન્નાએ લીધું હતું. આ પ્રસંગે રાજ્યના નાયબ દીવાન સાહેબ, મુખ્ય મુખ્ય અધિકારી સાહેબો, નગરશેઠ શ્રી પ્રભુદાસ ભગવાનદાસ, અને જૈન જૈનેતર, વ્યાપારી આગેવાનો વગેરેએ સારી સંખ્યામાં હાજરી આપી હતી.

સમારંભનો આરંભ કરતાં, બન્ને સભાઓ વતી શેઠ કુંવરજી આણંદજીએ શેઠ શ્રી દેવકરણભાઈની ઓળખાણ આપી હતી અને તેમનાં સત્કાર્યોને બિરદાવ્યાં હતાં. ત્યારબાદ સભાના સેક્રેટરીએ માનપત્ર વાંચી સંભળાવ્યું હતું. માનપત્રમાં શેઠશ્રીએ કરેલાં ધાર્મિક અને સામાજિક હિતનાં કાર્યો જેવાં કે, વંથળીમાં પ્રતિષ્ઠા મહોત્સવ, કોમના નિરાધાર બાળકોની કેળવણી માટે શ્રી સિદ્ધક્ષેત્ર બાળાશ્રમને અપૂર્વ સહાય, કેળવણીના ઉત્તેજનાર્થે જુનાગઢમાં બોર્ડિંગની સ્થાપના, અને વંથળીમાં શ્રી ચારિત્રવિજયજી જૈન લાઈબ્રેરી, એટલું જ નહિ પણ ગુરુભક્તિના પુરાવા તરીકે મુંબઈ શહેરમાં શ્રીમાન મોહનલાલજી જૈન સેંટ્રલ લાઈબ્રેરી સ્થાપવામાં મુખ્ય હાથ વગેરેનો ઉલ્લેખ કરી, આવાં સખાવતી કાર્યો માટે સભાએ તેઓશ્રીને ધન્યવાદ આપ્યાં હતાં.

ત્યારબાદ પ્રમુખશ્રીના વરદ હસ્તે માનપત્રો એનાયત કરવામાં આવ્યાં હતાં. માનપત્રનો સ્વીકાર કરતાં શેઠશ્રીએ કહ્યું હતું કે–" હાલમાં જરૂરિયાત કેળવણી વધારવાની છે, આપણી જૈન કોમ કેળવણીમાં હજુ બહુ પાછળ છે. તેને માટે બોર્ડિંગો વગેરે સાધનોની ઘણી જરૂર છે. વળી આ કેળવણી લીધેલા ઉછરતી વયના બંધુઓ ધર્મશ્રદ્ધાથી વિમુખ થઈ ન જાય તે માટે તેની સાથે સાથે ધાર્મિક કેળવણી આપવાની પણ જરૂર છે. "

ત્યારબાદ શાસ્ત્રી નર્મદાશંકર દામોદર અને કવિ શામજી લવજીએ સમયોચિત સંસ્કૃત અને ગુજરાતી પદ્યોવડે સભા રંજન કરી હતી. પછી પ્રમુખ સાહેબે પણ બહુ સુંદર શબ્દોમાં પ્રસંગને ઉચિત પ્રવચન કર્યું હતું. ત્યારબાદ શેઠ ગુલાબચંદ આણંદજીએ પ્રમુખ સાહેબનો, શેઠ શ્રી દેવકરણભાઈનો, અને પધારેલા અધિકારી સાહેબો તથા અન્ય ગૃહસ્થોનો આભાર માન્યો હતો. અંતમાં ફુલહાર વગેરે કરીને મેળાવડો વિસર્જન થયો હતો.



શ્રી બબલચંદ કેશવલાલ મોદી



શ્રી મોહનલાલ તારાચંદ શાહ



# શેઠશ્રી ભોગીલાલભાઈ મગનલાલ શાહ

શેઠશ્રી ભોગીલાલભાઈ મગનલાલ શાહ મૂળ કલોલ પાસે ટીટોડા ગામના વતની છે. નાની ઉંમરમાં અમદાવાદ જઈ મીલ ઉદ્યોગમાં જીવનની શરૂઆત કરી. ત્યાંથી સં. ૧૯૮૮માં ભાવનગર આવી મહાલક્ષ્મી મીલ્સ ચાલુ કરી અને બુદ્ધિબળ, કાર્યદક્ષતા તથા એકનિષ્ઠાથી તે મીલને ભારતમાં બીજી કોઈ મીલે ભાગ્યે જ અનુભવી હોય તેવી આર્થિક સદ્ધરતા ઉપર મૂકી દીધી.

શેઠશ્રી ભોગીલાલભાઇએ ભાવનગરને પોતાનું વતન બનાવી દીધું છે. તેઓશ્રી ભાવનગર સંઘના અગ્રણી છે. ભાવનગરના ઉત્કર્ષમાં તેમનો ફાળો મોટો છે. તેમનો ધર્મપ્રેમ સુવિદિત છે. તેઓ ઉદાર દિલના છે અને ધર્મ કે જાતિના કોઈ પણ ભેદભાવ વગર માનવસમાજની ભક્તિનું પુણ્ય મેળવી રહ્યા છે. આ સભાના સાહિત્ય પ્રચારના કાર્યથી પ્રભાવિત થઈને તેઓ પેટ્રન થયા તે પ્રસંગનો લાભ લઈ સભાએ તેમને સન્માનવા માનપત્ર આપવાનુ નક્કી કર્યું અને સં. ૧૯૯૯ના ભાદરવા વદિ ૫ શનિવાર તા. ૧૮–૩–૧૯૪૩ના રોજ ભાવનગર રાજ્યના દીવાન શ્રી અનંતરાય પ્રભાશંકર પટ્ટણીના પ્રમુખપદે શ્રી જૈન આત્માનંદ ભુવનમાં મેળાવડો યોજવામા આવ્યો. અધિકારીઓ, આગેવાન શહેરીઓ અને વ્યાપારીઓ, જૈન સંઘના અગ્રણીઓ વગેરે સૌની મોટા પ્રમાણમાં હાજરી હતી. શરૂઆતમા સેક્રેટરી વલ્લભદાસભાઇએ સભાના હેતુઓ અને કામકાજની માહિતી આપ્યા બાદ શેઠશ્રી ભોગીલાલભાઇને ઉલ્લેખીને કહ્યું કે "જ્યારે કોઇને લક્ષ્મીદેવી પ્રસન્ન થાય છે, ત્યારે તે અહંભાવી, વૈભવી અને મોજશોખી બને છે. શ્રી ભોગીલાલભાઈની એ વિશિષ્ટતા છે કે જેમ જેમ લક્ષ્મી પ્રાપ્ત થાય છે, તેમ તેમ તેને અસ્થિર માની દયા અને સેવાના કાર્યોમાં છૂટે હાથે તેનો ઉપયોગ કરી આત્મકલ્યાણ સાધતા જાય છે અને બીજાને અનુકરણીય દાખલો આપતા રહે છે. તેઓ આ સભાના પેટ્રન બનતાં તેમનાં સુકાર્યોને બિરદાવવા અને તેમનો સત્કાર કરવા આ માનપત્ર આપવાનો સમારંભ યોજવામાં આવ્યો છે." વયોવૃદ્ધ શેઠશ્રી કુંવરજી આણંદજીએ પ્રસંગને અનુરૂપ બે શબ્દો કહ્યા બાદ બીજા સેક્રેટરી શ્રી વિઠ્ઠલદાસ મૂળચંદ શાહે માનપત્ર વાંચી સંભળાવ્યું હતું. ત્યાર પછી તે માનપત્ર ચાંદીના કાસ્કેટ સાથે પ્રમુખશ્રી અનંતરાયભાઈના મુબારક હસ્તે શેઠ શ્રી ભોગીલાલભાઇને અર્પણ કરવામાં આવ્યું હતું. શ્રી ભોગીલાલભાઇએ પ્રત્યુત્તરમાં કહ્યું કે "મેં છેલ્લા ચારેક વર્ષથી જાહેર જીવનમાં ભાગ લેવાનું શરૂ કર્યું છે પણ તેટલા ટૂંકા ગાળામાં મને સૌ તરફથી પ્રેમ અને સહકાર મળ્યા છે. હું જાણે કે વર્ષોથી ભાવનગરનો જ વતની હોઉં તેમ આપ સૌએ મને અપનાવી લીધો છે, તે માટે હું આપ સૌનો ઋણી છું." પછી તેમણે સભાના કામકાજની પ્રશંસા કરી હતી અને કાર્યકરોને અંજલિ આપી હતી. ત્યાર બાદ પ્રમુખશ્રીએ પ્રસંગોચિત પ્રવચન કરતાં કહ્યું કે "ધનને મેળવનારા બે જાતના હોય છે—એક ધનપતિ અને બીજો ધનટ્રસ્ટી. ધનપતિ ધનને મેળવી જાણે છે અને યોગ્ય રીતે ખરચી જાણે છે; ધનટ્રસ્ટી ધન મેળવે છે, પણ સાચવી રાખે છે. શ્રી ભોગીલાલભાઇ ધનપતિ છે તે આનંદની વાત છે."

ત્યારબાદ સભાના પ્રમુખ શેઠશ્રી ગુલાબચંદ આણંદજીએ આભારવિધિ કરી હતી. અને પછી ફૂલહાર વગેરે કરીને મેળાવડો વિસર્જન થયો હતો.

શેઠશ્રી ભોગીલાલભાઈને અભિનંદન આપવાનો એક બીજો પ્રસંગ પણ સભાને પ્રાપ્ત થયો હતો. ઈ. સ. ૧૯૫૨માં તેમની સેવાઓની કદર કરી ભારત સરકારે તેમને રાજસભામાં સભ્ય તરીકે નિયુક્ત કર્યા. એ પ્રસંગે તેમને અભિનંદન આપવાનો એક મેળાવડો સં. ૨૦૦૮ના ચૈત્ર શુદિ સાતમ મંગળવાર તા. ૧-૪-૧૯૫૨ના રોજ સુપ્રસિદ્ધ લોકનેતા અને સૌરાષ્ટ્રના માજી ડેપ્યુટી ચીફ મીનીસ્ટર શ્રી બળવંતરાય ગોપાળજી મહેતાના પ્રમુખપદે યોજવામાં આવ્યો હતો. આ પ્રસંગે પ્રવચન કરતાં સેક્રેટરી શ્રી વલ્લભદાસભાઈએ શેઠશ્રી ભોગીલાલભાઈની ઉદારતા, પ્રજાપ્રિયતા, રાજમાન્યપણું, ધર્મ પ્રત્યે દૃઢ શ્રદ્ધા વગેરેને બિરદાવતાં આ સભા પ્રત્યે તેમના પ્રેમનો ઉલ્લેખ કર્યો હતો. સભાના મુખ્ય મકાન શ્રી જૈન આત્માનંદ ભુવન ઉપર ત્રીજે માળે આ લેકચર હૉલ-શેઠશ્રી ભોગીલાલભાઈ લેક્ચર હૉલ-માટે તેમણે રૂ. પાચ હજારનું દાન આપ્યું હતું અને આ સર્વ ગુણોથી આકર્ષાઈ આ સભા તેમને અભિનંદન આપે છે અને હજી પણ તેમની વિશેષ બઢતી થયા કરો એમ સભા ઈચ્છે છે તેમ જણાવ્યું હતું.

પ્રમુખસ્થાનેથી શ્રી બળવંતરાયભાઈએ સભાનાં કાર્યોની પ્રશંસા કરતાં ગંભીર વાણીમાં જણાવ્યું કે—

"આ સભાનું જ્ઞાનમંદિર, સાહિત્યપ્રકાશન અને લાઈબ્રેરીની સુવ્યવસ્થા જોઈ આ સભાને અને તેના મુખ્ય કાર્યવાહકોને હું ધન્યવાદ આપું છું. અને શ્રી વલ્લભદાસભાઈને સૂચના કરૂં છું કે ભવિષ્યમાં આ કિંમતી વારસો સાચવનાર કોઈને તૈયાર કરે. આ સભાએ સુંદર સાહિત્ય પ્રકાશન કર્યું છે, તેની પ્રગતિ ઇચ્છું છું. હવે કેળવણીની સંસ્થા તરીકે આ સભાએ એક વિદ્યાસભાની સ્થાપના કરવાની જરૂર છે. તેના ધારાધોરણ હું તૈયાર કરી આપીશ. અને બે વર્ષ સુધી સારી રીતે ચાલે તો આ સભાને તે માટે ત્રીજે વર્ષે પચાસ ટકા ગ્રાન્ટ સૌરાષ્ટ્ર સરકાર પાસેથી મેળવવા આપણે પ્રયત્ન કરશું."

ત્યારબાદ શ્રી બળવંતરાયભાઈનો અને હાજર રહેલા સર્વે સદ્‌ગૃહસ્થોનો આભાર માની મેળાવડો વિસર્જન કરવામા આવ્યો.

## શેઠશ્રી બબલચંદ કેશવલાલ મોદી

આ સભાના પેટ્રન અને જૈન સમાજના એક આગેવાન કાર્યકર શેઠશ્રી બબલચંદ કેશવલાલ મોદી અત્રે પધારતા તેમને માનપત્ર આપવાનો મેળાવડો સં. ૨૦૦૩ના માગશર વદિ ૦))ના રોજ બપોરના ચાર કલાકે શ્રી ભોગીલાલ લેકચર હૉલમાં શેઠશ્રી ભોગીલાલભાઈ મગનલાલના પ્રમુખપણા નીચે યોજવામાં આવ્યો હતો. આ સમયે સભાના સભાસદો ઉપરાંત આમંત્રિત ગૃહસ્થો સારા પ્રમાણમાં હાજર રહ્યા હતા.

શરૂઆતમાં સભાના સેક્રેટરી શ્રી વલ્લભદાસ ભાઈ ત્રિભુવનદાસ ગાંધીએ શેઠશ્રી બબલચંદ

ભાઈનો પરિચય આપતાં જણાવ્યું કે "તેઓ કૃષિકાર, ઉદ્યોગપતિ અને સાક્ષર પણ છે. તેમના પિતા અમદાવાદના બાહોશ ધારાશાસ્ત્રી હતા અને આપણા પવિત્ર તીર્થ શ્રી સંમેત શિખરજીની લડત માટે વિલાયત પણ ગયા હતા જેમાં તેમણે સફળતા મેળવી હતી. આ રીતે બાહોશ ધારાશાસ્ત્રીના તેઓ એક વાણિજ્યશાસ્ત્રી પુત્ર છે. શ્રી બબલચંદભાઈએ માત્ર વીશ વર્ષની વયે 'તરંગવતી' જેવા ગ્રંથનું સંપાદન કાર્ય કરેલ છે, તથા આ સભા તરફથી પ્રસિદ્ધ થયેલા 'વસુદેવ હિંડી' ગ્રંથના પ્રકાશન માટે સારી એવી રકમ આપેલ છે. આ બધું તેમની સાહિત્યભક્તિ અને વિદ્વતા સાબિત કરે છે. માત્ર તેઓ એક કુશળ વેપારી છે એટલું જ નહિ પણ રાષ્ટ્રિય હિત તથા હરિજન પ્રવૃત્તિમા પણ સારો રસ ધરાવે છે" તે ઉપરાંત શ્રી વલ્લભદાસભાઈએ સભાના સાહિત્ય પ્રકાશન સબંધી વિસ્તારથી સુદર ભાષામા પરિચય આપ્યો હતો.

ત્યારબાદ બીજા સેક્રેટરી શ્રી વિઠ્ઠલદાસ મૂળચંદ શાહે માનપત્ર વાંચી સભળાવ્યું હતું, અને તે શ્રી ભોગીલાલભાઇના મુબારક હસ્તે શેઠશ્રી બબલચંદભાઇને ચાંદીના કાસ્કેટમા એનાયત કરવામાં આવ્યુ હતું. બાદ શ્રી ભોગીલાલભાઈએ પોતાનુ પ્રમુખ તરીકેનું વક્તવ્ય રજૂ કર્યું હતું, જેમા તેઓશ્રીએ જણાવ્યું હતું કે "લાયક ગૃહસ્થને લાયક માન અપાય તે ઉચિત જ છે શ્રી બબલચંદ ભાઈમાં વિદ્વતા તથા સપત્તિનો સુયોગ છે અને તેઓશ્રી અનેક સસ્થાઓમા હોદ્દો ધરાવી સેવા આપી રહ્યા છે."

ત્યારબાદ શ્રી બબલચંદભાઈએ માનપત્રનો જવાબ આપતાં જણાવ્યું કે:—

"મેં ઘણા ગૃહસ્થોને માનપત્રો આપ્યા છે, પરંતુ માનપત્ર લેવાનો મારા જીવનમાં આ પહેલો જ પ્રસંગ છે. માનપત્ર સ્વીકારવું એ ઘણી જ જવાબદારીનું કાર્ય છે. હું તો અહિં આપ સર્વની સમક્ષ એ માટે ઊભો થયો છું કે મેં હિંદુસ્તાનમાં પરિભ્રમણ કર્યું છે તેના અનુભવોના વિચારોની આપ સજ્જનોની સમક્ષ આપ-લે કરૂં.

"સભાનું કાર્ય સારૂં છે, પ્રશંસનીય છે, પણ હું એક દિશાસૂચન કર્યા વગર નહિ રહી શકું. ફક્ત સારાં પ્રકાશનો કરવાથી સંતોષ ન માનશો પ્રાચીન પુસ્તકો મોટા પ્રમાણમાં પ્રકાશમાં આવ્યાં છે અને આવી રહ્યાં છે, છતાં સં. ૧૩૦૦ થી ૧૭૦૦ના ગાળાનાં પુસ્તકો પોતાનો ઉદ્ધાર માગી રહ્યાં છે તેને પ્રકાશમાં લાવવા તેમણે સૂચન કર્યું હતું.

"વસુદેવ હિંડી" એક એવો અપૂર્વ ગ્રંથ છે કે જેના વર્ણન માટે મારી પાસે શબ્દો નથી. તે એક એવી ઉચ્ચકોટિનો ગ્રંથ છે કે જેને ફક્ત જૈન સમાજ જ નહિ, પણ ઈતર સમાજ પણ પોતાના તરીકે અપનાવી શકે તેમ છે.

"દુનિયાભરના કોઈપણ ધર્મ કરતાં જૈન ધર્મ વિશિષ્ટ છે, કારણકે તે બુદ્ધિગ્રાહ્ય છે બુદ્ધિના પાયા પર તેની રચના થઈ છે. બાળ જીવ પણ સમજી શકે તેવી ભાષામાં તેના આગમોની રચના થઈ છે. તેમા આપણને એમ ફરમાવવામા નથી આવ્યું કે ભગવંતોએ કહ્યું છે માટે સ્વીકારી લ્યો, ગણધરોએ પ્રરૂપ્યુ છે માટે તેને માથે ચઢાવી લ્યો. પૂર્વપુરુષોએ તો શકાઓનુ સમાધાન કર્યું છે અને એ રીતે બુદ્ધિની એરણ પર કસાઈને જૈન ધર્મ શુદ્ધ કાંચનસમ બનેલો છે. આવા ધર્મના અનુયાયી હોવું એ ખરેખર જીવનનો અમૂલ્ય લહાવો છે."

છેવટે આભારવિધિ સાથે હારતોરા એનાયત થયા પછી અલ્પાહાર લઈ મેળાવડો વિસર્જન થયો હતો.

## શેઠશ્રી મોહનલાલ તારાચંદ શાહ

આ સભાના પેટ્રન શેઠશ્રી મોહનલાલ તારાચંદ શાહ મૂળ ભાવનગર પાસે વરતેજ ગામના વતની. નાની ઉંમરમા બેંગલોર જેટલા દૂરના શહેરમાં જઇ કાપડના વેપારમાં જોડાયા. પછી સાયકલનું કામ શરૂ કર્યું અને ત્યારબાદ ફિલ્મ ઉદ્યોગમાં ઝંપલાવ્યું બુદ્ધિબળ, કાર્યકુશળતા અને અથાગ પરિશ્રમથી ફિલ્મ ઉદ્યોગમા ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કર્યું, લક્ષ્મીદેવીની કૃપા થઈ અને સંપત્તિ વધવા લાગી પરંતુ જેમ જેમ લક્ષ્મી આવતી ગઇ, તેમ તેમ ઉદારતાપૂર્વક વિવિધક્ષેત્રે વાપરતા ગયા. નાની-મોટી પુષ્કળ સંસ્થાઓમાં દાનનાં ઝરણાં તેમણે વહેવડાવ્યાં છે

શેઠશ્રી મોહનલાલભાઇને મુંબઈ સરકારે જે. પી. અને ઓનરરી માજીસ્ટ્રેટની માનવંતી પદવી આપી તે આનંદદાયક પ્રસંગનો લાભ લઈ તેમનું સન્માન કરવા અને માનપત્ર આપવા માટે સં. ૨૦૦૫ના ફાગણ વદિ એકમ મંગળવાર તા. ૧૫-૩-૧૯૪૯ના રોજ શ્રી ભોગીલાલભાઈ લેક્ચર હૉલમા શેઠશ્રી ભોગીલાલ મગનલાલ શાહના પ્રમુખપદે એક મેળાવડો યોજવામાં આવ્યો હતો મેળાવડામાં સ્થાનિક આગેવાનોની સારા પ્રમાણમાં હાજરી હતી.

સેક્રેટરી શ્રી વલ્લભદાસભાઇએ શેઠશ્રી મોહનલાલભાઈની સેવાઓ અને સખાવતોનો પ્રશંસાપૂર્વક ઉલ્લેખ કરી મેળવેલી લક્ષ્મીનો સારાં સારાં કાર્યોમાં હજી પણ વિશેષ સદ્વ્યય કરતા રહે તેવી શુભેચ્છા દર્શાવી હતી સભાના બીજા સેક્રેટરી શ્રી વિઠ્ઠલદાસ મૂળચંદ શાહે માનપત્ર વાંચી સંભળાવ્યું હતુ. ત્યારબાદ ચાંદીના એરોપ્લેન આકારના કાસ્કેટમાં મૂકી પ્રમુખશ્રીએ શેઠશ્રી મોહનલાલભાઇને તે અર્પણ કર્યું હતું.

આ પ્રસંગે શ્રી ફુલચંદ હરીચંદ મહુવાકરે સભાની ચાલીસ વર્ષની ધર્મસેવાને ધન્યવાદ આપ્યો હતો અને ભાવનગરમાં જુદાં જુદાં જે જે મંડળો છે તે દ્વારા રચનાત્મક કાર્યો કરવાની જરૂરિયાત ઉપર સૌનું ધ્યાન ખેંચ્યું હતું.

શેઠશ્રી મોહનલાલભાઇએ માનપત્ર આપવા બદલ આભાર માનતાં કહ્યું કે "આપણા ધાર્મિક ગ્રંથોનો પ્રચાર જૈન સિવાય બીજા ક્ષેત્રોમાં અને દેશોમાં કરવાની ખાસ જરૂર છે આપણું સાહિત્ય તો આપણે જાણીએ છીએ, પણ જો તેને બહાર પ્રચારિત કરીએ, તો અન્ય કોમો પણ તેનો લાભ સારી રીતે લેશે હું ઘણી જગ્યાએ જોઉં છું કે બુદ્ધ કે મહંમદનું નામ લેવાય છે, પણ આપણા સિવાય મહાવીર કે પાર્શ્વનાથનું નામ ક્યાંય સાંભળવામાં આવતુ નથી. એટલે આપણા સાહિત્યનો જો બહાર પ્રચાર થશે તો જ ઉદ્ધાર થશે આપણે આપણા ભગવાનને ભજીએ તે તો આપણો ધર્મ છે પણ બીજા ક્ષેત્રોમાં મહાવીર કે પાર્શ્વનાથનું નામ કોઇ જાણતું નથી, તે જાણે તેમ થવાની જરૂર છે. એટલે આપણે સભાસદોને પુસ્તકો મોકલીએ પણ સાથે સાથે બહાર જૈનેતરોને પણ મોકલવાં તેવો મારો સભાને આગ્રહ છે."

પ્રમુખસ્થાનેથી શેઠશ્રી ભોગીલાલભાઇએ ઉપસંહાર કરતાં શ્રી ગુલાબચંદભાઈ તથા શ્રી

# માસિક સમિતિ



શ્રી ખીમચંદ ચાંપશી શાહ



શ્રી અનંતરાય જાદવજી શાહ



શ્રી અનંતરાય હરિલાલ શેઠ

ઓફિસ સ્ટાફ :



શ્રી હીરાચંદ હરગોવનદાસ શાહ



શ્રી પરમાણંદદાસ નરોત્તમદાસ વોરા



શ્રી હીરાલાલ ભાણજી શાહ



શ્રી પ્રભુદાસ મૂળચંદ શાહ

# કાર્યવાહક સમિતિ



શ્રી કેશવલાલ જીવરાજ ભાવસાર



મોહનલાલ જગજીવનદાસ સલોત



શ્રી કુન્દનલાલ કાનજીભાઇ શાહ



શ્રી જયંતિલાલ હરગોવનદાસ શાહ

વલ્લભદાસભાઈની સેવાઓની પ્રશંસા કરી હતી અને તેમના જેવા સેવાના ભેખધારી બીજા સભ્યોને તૈયાર કરવાની ભલામણ કરી હતી. ત્યારબાદ શેઠશ્રી ગુલાબચંદભાઈએ સૌનો આભાર માન્યો હતો અને અલ્પાહાર લઈ સૌ છૂટા પડ્યા હતા.

આ પ્રસંગે જે નવું આત્મ-કાંતિ જ્ઞાન-મંદિર બાંધવાની તૈયારીઓ થઇ રહી હતી તેના ખર્ચમાં પોતાના ફાળા તરીકે જ્ઞાનભક્તિ નિમિત્તે રૂ. પાંચ હજારની રકમ આપવાની શેઠશ્રી મોહનલાલભાઇ તરફથી જાહેરાત કરવામાં આવી હતી, જે સૌએ હર્ષપૂર્વક વધાવી લીધી હતી.

આ ઉપરાંત નીચેનાં સન્માનપત્રો આપવામાં આવ્યાં છે.

(૧) સભાના સભ્ય શ્રી **ઝવેરચંદ મગનલાલ શાહ** મુંબઇ યુનિવર્સિટીની એલ. સી. ઈ.ની પરીક્ષા પસાર કરતાં તેમને માનપત્ર આપવા માટે ભાવનગરની શામળદાસ કોલેજના પ્રિન્સિપાલ **કાવસજી જહાંગીરજી સંજાણા** એમ. એ.ના પ્રમુખપદે એક સમારંભ સં. ૧૯૬૩ના મહા વદિ ૪ શનિવાર તારીખ ૨-૨-૧૯૦૭ના રોજ સભાની ઓફીસમાં યોજવામાં આવ્યો હતો.

(૨) ભાવનગર શહેરના અને જૈન સમાજના એક અગ્રગણ્ય આગેવાન શેઠશ્રી આણંદજી પુરુષોત્તમના પૌત્ર શ્રી **મોતીચંદ ગિરધરલાલ કાપડિયા** બી.એ. એલએલ.બી.એ સોલીસીટરની માનવંતી પરીક્ષા ઉત્તીર્ણ કરી અને સૌરાષ્ટ્રના જૈન સમાજમાંથી પહેલા જ સોલીસીટર થયા એ ભાવનગર અને જૈન સમાજ માટે ગૌરવરૂપ હતું એટલે તેમને માનપત્ર આપવાનો એક સમારંભ સંવત ૧૯૬૬ના પોષ વદિ ૯ શનિવાર તારીખ ૧૯-૧-૧૯૦૯ ના રોજ **દીવાન બહાદુર અંબાલાલ સાકરલાલ** એમ.એ.એલએલ.બી. ના પ્રમુખપણા નીચે સભાની ઓફીસમાં યોજવામાં આવ્યો હતો.

(૩) સભાના સભ્ય શ્રી **ઓધવજી ધનજીભાઇ શાહ** બી.એ. એલએલ.બી.એ સોલીસીટરની માનવંતી પરીક્ષા ઉત્તીર્ણ કરતાં તેમને માનપત્ર આપવાનો એક મેળાવડો સં. ૧૯૭૯ના મહા શુદિ ૫ સોમવાર તા. ૨૨-૧-૧૯૨૩ના રોજ ભાવનગર રાજ્યના ચીફ જજશ્રી **ભાસ્કરરાય વિઠ્ઠલદાસ મહેતા** એમ.એ.એલ-એલ.બી. એડવોકેટના પ્રમુખપણા નીચે એક સમારંભ સભાની ઓફીસમાં યોજવામાં આવ્યો હતો.

(૪) આ સભાના આજીવન સભ્ય શ્રી **જશવંતરાય મૂળચંદ શાહ** એમ.બી.બી.એસ. ની છેલ્લી ડૉકટરી પરીક્ષામાં ઉત્તીર્ણ થયા, તેના માનમા સભા તરફથી તેમને માનપત્ર આપવાનો એક મેળાવડો સં. ૧૯૯૭ના વૈશાખ શુદિ ૮ રવિવાર તા. ૪-૫-૧૯૪૧ ના રોજ ભાવનગર રાજ્યના નાયબ દીવાન સાહેબ શ્રી **નટવરલાલ માણેકલાલ સુરતીના** પ્રમુખપણા નીચે સભાના હૉલમાં યોજવામાં આવ્યો હતો.

(૫) આ સભાના આજીવન સભ્ય અને ભાવનગર રાજ્યના આસીસ્ટંટ એન્જીનીઅર શ્રી છગનલાલ જ. પારેખનાં સુપુત્રી બેન ધૈર્યબાળા મેટ્રીકની પરીક્ષા ફર્સ્ટ કલાસ માર્કસ (૭૭ ટકા) મેળવી પસાર કરતાં, અને ભાવનગરની જૈન કોમમાં આવું પહેલવહેલું માન મેળવતાં તેમને અભિનંદન આપવાનો મેળાવડો સં. ૧૯૯૭ના શ્રાવણ પૂર્ણિમા ગુરુવાર તા. ૭-૮-૧૯૪૧ના રોજ યોજવામાં આવ્યો હતો.

# ઉત્સવો અને જયંતીઓ

## સ્નેહ મિલન

દર વર્ષે કાર્તિક શુદિ એકમે—નૂતનવર્ષ દિને સવારમાં સભાની ઓફીસમાં સ્વ. પ્રમુખશ્રી ગુલાબચંદભાઈએ આપેલ રકમના વ્યાજમાંથી સભ્યોનો દૂધ, ગુલાબજળ વગેરેથી સત્કાર કરવામાં આવે છે.

## જ્ઞાનપંચમી

દર વર્ષે કાર્તિક શુદિ પાંચમે—જ્ઞાનપંચમી દિને સભાની ઓફીસમાં આરાધન નિમિત્તે જ્ઞાન પધરાવવામાં આવે છે. અને જૈન ભાઈઓ તથા બેનો દર્શન કરી યથાશક્તિ ભક્તિ દાખવે છે.

## સભાની વર્ષગાંઠ જયંતી

સભાની સ્થાપના સંવત ૧૯૫૨ના બીજા જેઠ શુદિ બીજના રોજ થઈ હતી. તેને એક વર્ષ પૂરું થતાં સં. ૧૯૫૩ના જેઠ શુદિ બીજે વાર્ષિક સભા ભરવામાં આવી. તેમાં વાર્ષિક કામકાજનો અહેવાલ અને નવા વર્ષનું બજેટ પસાર કરવામાં આવ્યાં, અને ઠરાવવામાં આવ્યું કે 'દર વર્ષે જેઠ શુદિ બીજે વાર્ષિક સભા બોલાવવી અને જેઠ શુદિ સાતમે સભાની વર્ષગાંઠ ઉજવવી. આ ઉજવણી અંગે બપોરના સભાના હોલમાં ભગવાનની પ્રતિમા પધરાવી પૂજા ભણાવવી અને સાંજના સભાસદોનું સ્વામીવાત્સલ્ય કરવું. પૂજાનો ખર્ચ સભા ભોગવે અને જમણનો ખર્ચ સભાસદોમાંથી એકઠો કરી લેવો.' આ પ્રથા વર્ષો સુધી ચાલુ રહી. સં. ૧૯૬૪માં શેઠ શ્રી વોરા હઠીસંગ ઝવેરચંદે રૂ. ૭૫૦)ની રકમ, તેનું વ્યાજ સ્વામીવાત્સલ્ય ખાતે ખરચવું તે શરતે સભાને આપી. પાછળથી તેમાં રૂ. ૨૫૦) ઉમેરીને તે રકમ રૂ. ૧૦૦૦)ની કરી. છેવટે પોતાના વીલમાં બીજા વધારાના રૂ. ૧૫૦૦) આ ખાતે સભાને આપવાની ભલામણ કરી. આ રકમ તેમનાં ધર્મપત્ની ગં. સ્વ. હેમકોરબેન પાસેથી મેળવવાની રહે છે, જો કે તેઓ દર વર્ષે ચાર ટકા લેખે વ્યાજના રૂ. ૬૦) સભાને આપે છે.

સં. ૨૦૦૪ની સાલથી આ વાર્ષિક ઉત્સવ ભાવનગરના બદલે તળાજા તીર્થમાં ઉજવવાનું નક્કી કરવામાં આવ્યું છે. હાલમાં દર વર્ષે સભાસદો તળાજા જઈ ગિરિરાજ ઉપર સાચાદેવના મંદિરમાં પૂજા ભણાવે છે અને પછી નીચે આવી શેઠશ્રી વોરા હઠીસંગ ઝવેરચંદે આપેલી રકમનું કુલ વ્યાજ વાપરી સ્વામીવાત્સલ્ય કરે છે. તૂટ સભા ભોગવી લે છે. સં. ૨૦૧૪માં શેઠશ્રી ગુલાબચંદ મૂળચંદે સભાને રૂ. ૧૦૦૦) તેમના સ્વ. પિતાશ્રી મૂળચંદ નથુભાઈના નામથી પૂજા ભણાવવાની શરતે આપ્યા છે, તેના વ્યાજમાંથી પૂજા ભણાવવામાં આવે છે. વળી તે જ સાલથી આ ઉત્સવ અમુક ચોક્કસ તિથિએ ન ઉજવતાં જેઠ માસના પહેલા અઠવાડિયામાં અનુકૂળ તિથિએ રાખવામાં આવે છે. આ ઉત્સવમાં ઉત્સાહપૂર્વક ભાગ લઈ સભાસદો તીર્થયાત્રાનો લાભ મેળવે છે.

## આત્મારામજી મહારાજ જન્મજયંતી

તીર્થાધિરાજ શત્રુંજય ઉપર યુગદૃષ્ટા જ્યોતિર્ધર પ. પૂ. આચાર્યશ્રી આત્મારામજી મહારાજજીની મૂર્તિની સ્થાપના શ્રી આદિનાથ પ્રભુની મુખ્ય ટૂંકમાં શ્રી સીમંધરસ્વામીના દેરાસરની બાજુમાં એક મનોરમ કલાત્મક દેરીમાં કરવામાં આવી છે. તે દેરીને સુશોભિત કરીને દર વર્ષે આચાર્યશ્રીની સ્વર્ગવાસ તિથિ જેઠ શુદિ આઠમના રોજ સભાના સભ્યોએ સિદ્ધાચળ જઈ મુખ્ય ટુંકમાં વિવિધ પ્રકારની પૂજા ભણાવી શ્રી આદિનાથ ભગવાન, શ્રી પુંડરિકજી મહારાજ તથા શ્રી આત્મારામજી મહારાજ એ ત્રણે સ્થળે આંગી રચાવવી અને પાલીતાણામાં સભ્યોનું સ્વામીવાત્સલ્ય કરવું એવી ભાવના થવાથી એક ફંડ એકઠું કરવામાં આવ્યું અને સં. ૧૯૯૭ની સાલથી આ પ્રથા ચાલુ કરવામાં આવી. સં. ૧૯૯૪માં શેઠશ્રી સકરચંદ મોતીલાલ મૂળજીએ સ્વામીવાત્સલ્ય માટે રૂ. ૩૦૦૦)ની રકમ આપી, જેનું વ્યાજ દર વર્ષે આ ખાતે વાપરવામાં આવે છે. જેઠ શુદિ સાતમના રોજ ભાવનગરમાં સભાની વર્ષગાંઠ ઉજવાતી એટલે બીજે દિવસે આઠમના રોજ આ ઉત્સવ પાલીતાણામાં ઉજવતાં મુશ્કેલી પડતી. એટલે સં. ૨૦૦૦ની સાલથી પ. પૂ. આચાર્યશ્રી વિજયવલ્લભસૂરિજીની આજ્ઞા મેળવી આ ઉત્સવ પૂજ્ય ગુરુદેવની સ્વર્ગવાસ તિથિને બદલે તેઓશ્રીના જન્મદિને ચૈત્ર શુદિ એકમે ઉજવવામાં આવે છે.

આમ આ રીતે દર વર્ષે બે વખત સભાસદોને તીર્થયાત્રા, દેવગુરુદર્શન, પૂજા, સ્વામીવાત્સલ્ય વગેરેનો લાભ મળે છે અને સાથે ધાર્મિક કાર્યની શુભ પ્રાપ્તિ ભાગ્યોદયે થાય છે એ ખરેખર આનંદદાયક છે.

## અન્ય જયંતીઓ

પૂજ્યપાદ શ્રી મૂળચંદજી મહારાજ ભાવનગરમા કાળધર્મ પામ્યા હતા. એટલે તેમની તરફના ભક્તિભાવથી પ્રેરાઈ તેમની પાદુકાની પ્રતિષ્ઠા શ્રી દાદાવાડીમા શ્રી મહાવીર સ્વામીના મંદિરના ગઢની અંદર સભાના પ્રમુખ શ્રી મગનલાલ ઓધવજીએ સ. ૧૯૭૨ માં કરી હતી. આ પ્રસંગે પૂજ્ય મહારાજ શ્રીની સ્વર્ગવાસતિથિ માગશર વદિ છઠના રોજ દર વર્ષે પૂજા ભણાવવા માટે તેમણે સભાને રૂ. ૨૫૦)ની રકમ આપી હતી. એટલે દર વર્ષે આ તિથિએ મહાવીરસ્વામીના મંદિરમાં સભા તરફથી પૂજા ભણાવવામાં આવે છે.

આ ઉપરાંત, પૂજ્ય મહારાજશ્રીના શિષ્ય પૂજ્ય વિજયકમળસૂરિજીના સદુપદેશથી તેમના ભક્તમંડળે આપેલી રકમમાંથી દર વર્ષે સ્વર્ગવાસતિથિ માગશર વદિ છઠે સ્વામીવાત્સલ્ય કરવામાં આવતું. હાલમાં આ સ્વામીવાત્સલ્ય બંધ છે.

પ પૂ શાંતમૂર્તિ વિજયકમળસૂરિજીની સ્વર્ગવાસતિથિ આસો શુદિ દશમ છે. દર વર્ષે આ તિથિએ પૂજા ભણાવી સભ્યોનું સ્વામીવાત્સલ્ય કરવા માટે મહારાજશ્રીના ભક્તમંડળે એક રકમ એકઠી કરી સભાને આપી હતી. હાલમાં પૂજા ભણાવવામાં આવે છે પરંતુ સ્વામીવાત્સલ્ય બંધ છે.

# શ્રી જૈન આત્માનંદ સભા

## શ્રી ઉજમબાઈ જૈન કન્યાશાળા

સભાના પ્રમુખ શ્રી મૂળચંદભાઈ વકીલ તથા એક સભ્ય શ્રી જગજીવનદાસ ધરમચંદ એ બન્ને શેઠશ્રી હીકાભાઈ ફૂલચંદનાં ધર્મપત્ની ગં. સ્વ. ઉજમબાઈએ કરેલા વીલના ટ્રસ્ટીઓ હતા. તે વીલમાં રૂપીઆ ત્રણ હજારની રકમ અનામત વ્યાજુ રાખી, તેના વ્યાજમાંથી ખર્ચ ચલાવી ભાવનગર શહેરમાં ઉજમબાઈના નામથી કન્યાઓને ધાર્મિક શિક્ષણ આપવા માટે એક કન્યાશાળાની સ્થાપના કરવાનું લખેલું હતું. શ્રી મૂળચંદભાઈએ તે માટે એક યોજના ઘડી કાઢી, અને સં. ૧૯૫૮ના શ્રાવણ વદિ નોમ બુધવાર તા. ૨૭–૮–૧૯૦૨ના રોજ સંઘ સમુદાયના મેળાવડા સમક્ષ શ્રી ઉજમબાઈ જૈન કન્યાશાળાની સ્થાપના કરવામાં આવી, અને યોગ્ય સંચાલન માટે તે આ સભાને સોંપવામાં આવી. તેની સંપૂર્ણ વ્યવસ્થા સભાના પ્રમુખ અને અન્ય સભાસદોની બનેલી સમિતિએ સંભાળી લીધી. આ કન્યાશાળાનો વહીવટ વર્ષો સુધી આ સમિતિએ સંભાળ્યો. હજારો કન્યાઓએ આ કન્યાશાળાનો લાભ લીધો છે અને તે ઘણાં ઘણાં કુટુંબોને આશીર્વાદ સમાન થઈ પડેલ છે. વિ. સં. ૨૦૨૦ની સાલમાં શ્રી સંઘે ભાવનગરની બધી પાઠશાળાઓનો વહીવટ સંભાળી લેવાનો ઠરાવ કરતાં, આ કન્યાશાળાનો વહીવટ શ્રી સંઘની પેટી શ્રી ડોસાભાઈ અભેચંદને સોંપી દેવાયો છે.

## શ્રી ખોડીદાસભાઇ સ્મારક સ્વામીવાત્સલ્ય ફંડ

શ્રી ખોડીદાસ (ઉર્ફે જગજીવનદાસ) ધરમચંદ શાહ આ સભાના સ્થાપના કાળથી જ સભાસદ હતા અને સભાના કામકાજમાં સારો રસ ધરાવતા. તેમના સ્વર્ગવાસ નિમિત્તે તેમના સ્નેહી સંબધીઓએ મળી શ્રી ખોડીદાસભાઈ સ્મારક સ્વામીવાત્સલ્ય ફંડ એકઠું કર્યું હતું.

શહેર ભાવનગરમાં વસતા કેટલાક જૈન કુટુંબો કે જેમની આર્થિક સ્થિતિ જોઈએ તેવી સારી ન હોય તેવા કુટુંબોને દર વર્ષે પર્યુષણ પર્વમાં તેઓ સુખશાંતિથી તપ, ધર્મધ્યાન વગેરે કરી શકે તે માટે આ ફંડમાંથી તેમને અનાજ અને અન્ય ખાદ્ય જરૂરી વસ્તુઓ પર્યુષણ પહેલાં આપવાની વ્યવસ્થા કરવી એ આ ફંડનો હેતુ હતો. અને તે સ્વામીભાઇઓની ભક્તિ નિમિત્તે સન્માન અને પ્રેમપૂર્વક આપવાનું લક્ષ રાખવું તેવી ખાસ દૃષ્ટિ હતી.

આ ફંડનો વહીવટ આ સભાને સોંપવામાં આવ્યો હતો અને ચાર સભ્યોની બનેલી એક કમિટી તેનો વહીવટ કરતી હતી. ફંડનો લાભ મધ્યમ વર્ગનાં ઘણાં કુટુંબોએ લીધો હતો અને આ ફંડ તેમને એક આશીર્વાદ રૂપ થઈ પડયું હતું.



# કેળવણી ફંડો

આ યુગમાં કેળવણી એ સમાજનું અગત્યનું અંગ ગણાય છે. કેળવણીને ઉત્તેજન આપવું એ સભાના ઉદ્દેશોમાંનો એક છે અને તે માટે વર્ષો પૂર્વેથી પ્રયાસ શરૂ કરેલ છે. વ્યાવહારિક તેમ જ ધાર્મિક ઉભય પ્રકારની કેળવણીને ઉત્તેજન આપવા સભાને સહાયફંડો મળેલાં છે, જેનો યોગ્ય વહીવટ કરવામાં આવે છે.

આ સભાએ સભાસદો દ્વારા એકઠું કરેલા પૂજ્ય પ્રવર્ત્તક મુનિરાજ શ્રી કાંતિવિજયજી મહારાજ સ્મારક ફંડના વ્યાજમાંથી ગુજરાત રાજ્યની એસ. એસ. સી.ની પરીક્ષામા પ્રથમ નંબરે પાસ થનાર શ્વે. મૂર્તિપૂજક જૈન વિદ્યાર્થીને તથા સભાને સુપ્રત કરેલ સ્વર્ગસ્થ શેઠ દેવચંદ દામજી કેળવણી ફંડની રકમના વ્યાજમાથી બીજે નંબરે પાસ થનારને પ્રવર્ત્તકશ્રીની સ્વર્ગવાસ તિથિ અષાડ શુદિ દશમના રોજ જાહેર મેળાવડો યોજીને ચંદ્રકો આપવાનુ ઠરાવેલ છે. તદુપરાંત, શ્રી મૂળચંદભાઈ સ્મારક કેળવણી ફંડ અને બાબુ પ્રતાપચંદજી ગુલાબચંદજી કેળવણી ફંડના વ્યાજમાથી તેમ જ સભાના પોતાના તરફથી બંને પ્રકારની કેળવણીના ઉત્તેજનાર્થે સ્કોલરશીપો પુસ્તકો વગેરે જૈન વિદ્યાર્થીઓને પ્રતિવર્ષ આપવાનું ઠરાવેલ છે. તેમ જ અત્રે ચાલતી શ્રી બુદ્ધિચંદજી જૈન સામાયિક શાળાને રૂ. પીસ તથા શ્રી ઉજમબાઇ જૈન કન્યાશાળાને રૂ. સવાસો પ્રતિવર્ષ ભેટ આપવામાં આવે છે.

# મુલાકાતો અને અભિપ્રાયો

શ્રી જૈન આત્માનંદ સભા, ભાવનગરનો ત્રિવાર્ષિક રિપોર્ટ.

જૈન કોમના સુધારા અને ઉન્નતિ અર્થે જે થોડીઘણી સંસ્થાઓ કાર્ય કરી રહી છે, તેમાં આ સંસ્થા અગ્રસ્થાને છે, અને તેનો કાર્યક્રમ પણ બહુ વિશાળ અને બહુદેશી છે. ભાવનગરમાં તેના તરફથી એક સારી લાઇબ્રેરીનો નિભાવ કરવામાં આવે છે. "આત્માનંદ પ્રકાશ" એ નામનું એક ગુજરાતી માસિક પત્ર ચલાવે છે અને જૈન ધર્મના અપૂર્વ અને ઉપયોગી પુસ્તકો પ્રસિદ્ધ કરે છે. તે સિવાય કેળવણી ફંડ, સાધુ વર્ગને માટે ભેટ આપવા માટેનાં પુસ્તકોની વ્યવસ્થા, ટૂંકમાં જૈન કોમને ઉપયોગી થઈ પડે એવું દરેક કાર્ય કરવાને અત્યંત શ્રમ ઉઠાવે છે અને તેનો પ્રયાસ સ્તુત્ય અને આદરણીય છે. તેનું કામ ઉપયોગી અને સાર્વજનિક છે અને તે દરેક મદદને પાત્ર છે.

આશા છે કે જૈન બંધુઓ તેના કાર્યની કદર કરી તેને બનતી મદદ આપશે.

બુદ્ધિપ્રકાશ
પુસ્તક ૬૧, અંક ૨, (ફેબ્રુઆરી ૧૯૧૪)

× × ×

ભાવનગર તા ૨૩-૬-૧૯૧૫

આજે શ્રી જૈન આત્માનદ સભાનું મકાન અને તેનું કામ જોવાનો મને પ્રસંગ મળ્યો છે જૂનાં પુસ્તકોની પ્રસિદ્ધિનું ઉપયોગી કામ કરવાની સાથે સભાએ એક સારી લાઇબ્રેરી એકઠી કરી છે અને તેનો લાભ ઘણા માણસો લેતા હોય એમ માલૂમ પડે છે. વ્યાખ્યાન માળાની વ્યવસ્થા એ કેળવણીના પ્રચારમાં સભા જે ઉત્સાહ બતાવે છે તેનાં અનેક ચિહ્નોમાંનુ એક છે એકંદરે સભાની પ્રવૃત્તિ ચાલતા સમયને અનુકૂળ, સંપ વધારનારી અને સંતોષકારક છે.

મણિશંકર રતનજી ભટ્ટ બી. એ.
માજી ડીરેકટર, એજ્યુકેશનલ ડીપાર્ટમેન્ટ
ભાવનગર સ્ટેટ

ભાવનગર તા. ૩૦-૬-૧૯૧૫

શ્રી જૈન આત્માનંદ સભાનું (શ્રી આત્માનંદ ભુવન) અને શ્રી આત્મારામજી લાઈબ્રેરી આજરોજ હું અહીંના નગરશેઠ મારા માનવંતા મિત્ર શ્રીયુત પ્રભુદાસ ભગવાનભાઈની સાથે જોવા ગયો હતો.

સભા તરફથી પ્રગટ થતા જૈન ગ્રંથોનું અને શ્રી આત્મારામજી જૈન લાઈબ્રેરીનું કાર્ય જોઈ મને ઘણા સંતોષ સાથે આનંદ થયો છે.

ભાવનગર નિવાસી મારા પ્રિય જૈન બંધુઓને આવાં જનસમાજનાં ઉપયોગી કાર્યોમાં પ્રવર્તતા જોઈ મને ઘણો જ આનંદ થયો છે. અને તેવી જ રીતે મારા જૈન બંધુઓ તેથી પણ વિશેષ સારાં કાર્યોમાં ઉત્સાહ, સંપ અને શ્રમથી આગળ વધે તેવું અંતઃકરણથી ઇચ્છું છું. "જય શ્રી આદિનાથ ભગવાન"

જ. ન. ઉનવાળા એમ. એ.
મુંબઈ યુનિવર્સિટીના ઑનરરી ફેલો
સસ્થાન ભાવનગરના કેળવણી ખાતાના માજી ઉપરી
હાલ, બનારસ સેન્ટ્રલ હિંદુ કૉલેજના ઑનરરી પ્રોફેસર.

× × ×

આજરોજ મારા પરમપૂજ્ય મહેરબાન જ. ન. ઉનવાળા સાહેબની સાથે હું શ્રી જૈન આત્માનંદ સભા તથા શ્રી આત્મારામજી જૈન લાઈબ્રેરી જોવા ગયો હતો. તેની ઉત્તમ વ્યવસ્થા જોઇને મને ઘણો આનંદ થયો છે. મે. ઉનવાળા સાહેબે અભિપ્રાય આપ્યો છે તેને હું સંપૂર્ણ મળતો થાઉં છુ અને આ સંસ્થાની આબાદી ઈચ્છું છું.

પ્રભુદાસ ભગવાનદાસ
નગરશેઠ

× × ×

હેમ્બર્ગ (જર્મની) યુનિવર્સિટીના વિદ્વાન પ્રોફેસર ડૉ. શુબ્રીંગ તા. ૧૫-૧-૧૯૨૮ ના રોજ આ સભાના આમંત્રણથી મુલાકાત લેવા આવ્યા હતા. આ સમયે કેટલાક સભાસદો અને અન્ય ગૃહસ્થોની હાજરી હતી. સભાની લાઈબ્રેરી તથા વ્યવસ્થા, સાહિત્ય પ્રકાશન ખાતું, હસ્તલિખિત પ્રતો વગેરે જોઈ તેઓ ઘણા જ ખુશી થયા હતા. પ્રાચીન સાહિત્ય પ્રગટ કરવા માટે સભાને ધન્યવાદ આપ્યા હતા. સભાએ કેટલાક ગ્રંથો તેમને ભેટ આપ્યા હતા.

× × ×

લીપઝીક (જર્મની) યુનિવર્સિટીના સંસ્કૃતના પ્રોફેસર વિદુષી મીસ ક્રાઉઝ ભાવનગરમાં આવતાં સભાના આમંત્રણથી તા. ૧-૨-૧૯૨૮ ના રોજ સભાની મુલાકાતે આવ્યા હતા. તે પ્રસંગે માજીસ્ટ્રેટ સુન્નાવાલા સાહેબ, નગરશેઠ પ્રભુદાસભાઈ અને અન્ય જૈન સંભાવિત

ગૃહસ્થોની મારી હાજરી હતી. સભાની લાઇબ્રેરી, સાહિત્ય પ્રકાશન ખાતું, હસ્તલિખિત પ્રતો, સભાએ પ્રગટ કરેલ વિવિધ સાહિત્યના સંસ્કૃત–પ્રાકૃત–ગુજરાતી લગભગ દોઢસો ગ્રંથો વગેરેનું ઝીણવટપૂર્વક નિરીક્ષણ લગભગ પોણાબે કલાક સુધી કર્યું હતું. વ્યવસ્થા, સાહિત્ય સેવા, લાઇબ્રેરીની યોજના, જ્ઞાનભંડાર જોતાં તેમને અપૂર્વ આનંદ થયો હતો, અને સભાને તેનાં કાર્યો માટે ધન્યવાદ આપ્યા હતા. સભાએ તેમનો સત્કાર કરી કેટલાક ગ્રંથો ભેટ આપ્યા હતા.

× × ×

November 30, 1960

I have heard of the Atmanand Sabha through Muni Jambuvijayaji since ten years ago. To-day I am visiting this Sabha and feel very happy.

HIDENORI KITAGAWA
Prof. Osaka University
JAPAN

× × ×

May 29, 1964

The Jains of Bhavnagar are very fortunate to have so fine a collection of books and manuscripts at their disposal. They are also fortunate to have had the devoted service of those members of their community who are responsible for collecting this library and maintaining it in the admirable condition in which it appears to be kept. I feel that all scholars would benefit greatly from studying the works in this collection.

HALTER J. HARD Jr. M. A.
The University of Chicago
U. S. A

× × ×

October 21, 1964

Shri K. C. Shah, President of the Sabha, took me round the library and the manuscript section and was kind enough to show some of the rare mss. in the collection. I was surprised to see the microfilm of the Tibetan Tripitaka published by Peking and the reprint of the Peking edition of the Catalogue and Index of the Tibetan Tripitaka published from Japan. Prof. Shah's interest in

Budhist literature and his comparative outlook are rare to find amoung the heads of Jain institutions. Under his inspiration and guidance, the Jain community of Bhavnagar should take steps to found a chair of Jain Learning and Philosophy at the University to be established at Bhavnagar. I wish the Sabha a brilliant future under his chairmanship.

NATHMAL TATIA
Director, Institute of Prakrit,
Joinology and Ahinsa
VAISHALI

× × ×

November 16, 1964

At the kind invitation of my esteemed friend, Prin. K. C. Shah, I visited the Jain Atmanand Sabha, I was greatly surprised at the richness of collection, especially of mss. of works dealing with Jainism. The Management is very much alive to its responsibilities in the matter of maintaining and enriching the collection in their possession as well as ensuring the scientific character of their publications which are already large in number. The library is of invaluable help to research scholars interested in Jainology.

G. G, JHALA
Prof. of Sanskrit
St. Xavier College, BOMBAY

× × ×

ભાવનગર તા ૧૯-૨-૬૬

આજે અમને બંનેને જૈન આત્માનંદ સભા, ભાવનગરનો પરિચય કરવાની ઉત્તમ તક મળી. સંસ્થાના દર્શનથી અમે ધન્ય થયા. ગુજરાતની આ એક જૂની સંસ્થા વિદ્યા સંવર્ધન અને વિતરણનું ઉત્તમ કાર્ય કરી રહી છે એનો હસ્તપ્રતોનો સંગ્રહ મૂલ્યવાન છે, અને એનાં પ્રકાશનો પણ સાંસ્કૃતિક ઇતિહાસની મહ્ત્યવાન સામગ્રી છે. સભા હસ્તકના સંગ્રહમાં ચીન તરફથી ભેટ મળેલી તિબ્બટી હસ્તપ્રતોની માઇક્રોફિલ્મ તેમજ જાપાન તરફથી પ્રસિદ્ધ થયેલી તિબ્બટી હસ્તપ્રતોની યાદી વિદ્યારસિકોને માટે અમૂલ્ય ખજાનો બની રહેવા જોઇએ. અમે આશા રાખીએ છીએ કે અનુસ્નાતક શિક્ષણ-સંશોધનનું મહત્ત્વનું કેન્દ્ર બનવાની ક્ષમતાવાળી આ સંસ્થા વિદ્યોપાસકોને વસાવીને પોતાની પાસેનાં સાધનોનો ઉત્તમ વિનિયોગ કરવાનું રાખશે. સંસ્થાનો નિત્યવિકાસ વાંચ્છીએ છીએ.

યશવંત શુક્લ
પ્રિન્સીપાલ, હ ક આર્ટસ કોલેજ, અમદાવાદ
द. श. फाटक
પ્રિન્સીપાલ, એસ. એન. ડી. ટી. કોલેજ ફોર વિમેન-મુંબઈ

ગૃહસ્થોની સારી હાજરી હતી સભાની લાઇબ્રેરી, સાહિત્ય પ્રકાશન ખાતુ, હસ્તલિખિત પ્રતો, સભાએ પ્રગટ કરેલ વિવિધ સાહિત્યના સંસ્કૃત–પ્રાકૃત–ગુજરાતી લગભગ દોઢસો ગ્રંથો વગેરનુ ઝીણવટપૂર્વક નિરીક્ષણ લગભગ પોણાબે કલાક સુધી કર્યું હતુ વ્યવસ્થા, સાહિત્ય સેવા, લાઇબ્રેરીની યોજના, જ્ઞાનભંડાર જોતા તેમને અપૂર્વ આનંદ થયો હતો, અને સભાને તેના કાર્યો માટે ધન્યવાદ આપ્યા હતા. સભાએ તેમનો સત્કાર કરી કેટલાક ગ્રંથો ભેટ આપ્યા હતા

× × ×

November 30, 1960

I have heard of the Atmanand Sabha through Muni Jambuvijayaji since ten years ago To-day I am visiting this Sabha and feel very happy

HIDENORI KITAGAWA
Prof Osaka University
JAPAN

× × ×

May 29, 1964

The Jains of Bhavnagar are very fortunate to have so fine a collection of books and manuscripts at their disposal They are also fortunate to have had the devoted service of those members of their community who are responsible for collecting this library and maintaining it in the admirable condition in which it appears to be kept I feel that all scholars would benefit greatly from studying the works in this collection

HALTER J HARD Jr M A
The University of Chicago
U S A

× × ×

October 21, 1964

Shri K C Shah President of the Sabha, took me round the library and the manuscript section and was kind enough to show some of the rare mss in the collection I was surprised to see the microfilm of the Tibetan Tripitaka published by Peking and the reprint of the Peking edition of the Catalogue and Index of the Tibetan Tripitaka published from Japan. Prof Shah's interest in

